મસલત થતી નથી, પરંતુ તે (અલ્લાહ) તેઓ માંહે ચોથો હોય છે અને પાંચની (છૂપી મસલત) નથી થતી, પરંતુ તેઓમાં તે છઠ્ઠો હોય છે અને એથી ઓછાની તેમજ વધારેની (મસલત પણ) નથી થતી, પરંતુ તે તેઓની સાથે જ હોય છે. તેઓ ગમે ત્યાં હોય, પછી તેઓની બધી જ કરણીની કિયામતના દિવસે તેઓને ખબર આપશે. બેશક, અલ્લાહ દરેક વસ્તુને ખૂબ જાણે છે.''

*(સૂ.મુજાદલહ-૭, સૂ.મુલ્ક-૧૩, કાફ-૧૬)*

અમૂક વાતો માણસ ફક્ત પોતાના દિલથી કરે છે. કોઈની સામે જાહેર નથી કરતો. ગલત નજર પારકી સ્ત્રી તરફ એવી રીતે કરી રહ્યો છે કે, તેને કોઈ જોતું નથી. પરંતુ અલ્લાહપાક ફરમાવે છે : ''તે અલ્લાહ આંખોની ચોરીને તથા જે કંઈ દિલોમાં ગુપ્ત છે તેને પણ જાણે છે.''

*(સૂ.મુઅમિન-૧૯, સૂ.અન્આમ-૬૦, રઅદ-૧૦-૧૧)*

અલ્લાહપાક બધી જ વસ્તુઓને પ્રત્યેક અને દરેક ક્ષણે જોઈ રહ્યો છે. કારણ કે તેને ન ઉંઘનું ઝોંકુ આવે છે, ન ઉંઘ આવે છે. તે ન અજાણ છે, ન ગાફેલ. એક સેકન્ડ પણ તે આરામ કરતો નથી, ન કરવટ બદલે છે. તેના માટે પૂર્વ-પશ્ચિમ, ઉત્તર-દક્ષિણ, ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્ય બધું જ બરાબર છે. ન ખાવા-પીવાનો મોહતાજ, ન સૂવાનો મોહતાજ. પૂરી સૃષ્ટિને એક ક્ષણમાં એવી રીતે જુએ છે, જેવી રીતે પોતાના અર્શને જુએ છે. ઉડવા-વાળા, તરવાવાળા, ચાલવાવાળા, સળકતા જાનવરો બધા જ તેની દૃષ્ટિમાં બરાબર છે. *(સૂ.તાહા-૭)* જોરથી બોલો કે ચૂપચાપ રહો, બધું જ સાંભળે છે. કોઈથી સલાહ લેવાની તેને જરૂરત નથી. કોઈ તેનો ઉપરી બલ્કે સમકક્ષ (બરાબર) પણ થઈ શકતો નથી. *(સૂ.યાસીન-૮૨)*

આપણે આપણા ઘરના ઝાડના પાન નથી ગણી શકતા, માથાના વાળની ગણત્રી નથી કરી શકતા, પરંતુ અલ્લાહપાક બધા જ જંગલો, પહાડો, સમુદ્રોના એક-એક કણ અને પાણીના ટપકાંને પણ જાણે છે. ક્યુ સજીવ શું ખાવાની ઈચ્છા ધરાવે છે તે પણ જાણે છે. બલ્કે ઈચ્છા પેદા કરનાર પણ તે જ છે. તથા તેની ઈચ્છા અનુસાર તેને રોઝી પહોંચાડે છે. ફળ ખાધા પછી તેની ગોટલી, ઠળિયો કે છાણા ક્યાં નાંખવામાં આવશે અને તેનાથી ક્યો છોડ કે

ઝાડ ક્યાં ઉગી નીકળશે, તે પણ તે ફક્ત જાણતો જ નથી, બલ્કે આ બધું તેના ઈરાદા અને ઈચ્છાનુસાર થઈ રહ્યું છે.

દરેક વસ્તુ ઉપર તેની જ હુકૂમત-સત્તા છે.

*(સૂ.રૂમ-૪૬, સૂ.મુલ્ક-૧૫, સૂ.નાઝિઆત-૩૨, સૂ.ઈસ્રા-૧૧૧, સૂ.અઅ્રાફ-૫૪)*

બધા જ તેના મોહતાજ, તે કોઈનો મોહતાજ નથી. તે પોતાને ખુદા મનાવવામાં પણ આપણો મોહતાજ નથી. ન ઈબાદત, તકબીર (બડાઈ), ઝિક્ર (યાદ), સજદહ, રૂકૂઅ વગેરેનો મોહતાજ છે.

જીવનમાં શાંતિ જોઈએ તો અલ્લાહવાળા બની જાવ. *(સૂ.અહઝાબ-૭૧, સૂ.નિસાઅ્-૧૩૯, સૂ.રઅદ-૨૮, સૂ.અઅ્રાફ-૯૬, સૂ.હૂદ-૧૦૭, સૂ.નૂર-૪૩)*

જગતભરનું અનાજ, ફળફળાદી, ઘાસચારો બધું જ તેના ઈખ્તિયાર (અધિકાર)માં છે. *(સૂ.અબસ-૨૭-૩૨)*

આપ (સલ.)એ ખબર આપી કે, અનાજ આપવાવાળો ફક્ત એક અલ્લાહપાક, શરીરમાં ખૂન (લોહી) બનાવનાર, બરકતો આપનાર, દૂધ આપનાર, હવાઓ ચલાવનાર, લોકોના દિલમાં મુહબ્બત પેદા કરનાર, નફરત પેદા કરનાર, ઈઝઝત, ચડતી-તરક્કી આપનાર, ઝિલ્લત-રૂસ્વાઈ, પડતી કરનાર, એકબીજાના દિલોને જોડનાર ફક્ત અને ફક્ત એક અલ્લાહ તઆલા જ છે.

બધા જ પ્રકારની બાદશાહી તેના જ હાથમાં છે. *(આયતુલકુસી)*

સમગ્ર સૃષ્ટિને બનાવનાર, રોઝી આપનાર, સર્વ વસ્તુઓના ખજાનાનો માલિક, પાણી પણ તેનું અને સૂર્યની રોશની પણ તેની. સમુદ્રો તેના હુકમથી વરાળ કાઢી બાસ્પિભવનથી વરસાદ લાવે છે. હવા તેના જ હુકમને તાબે રહી ઠંડક આપે છે. તેના જ હુકમથી વાદળો બને છે.

તે ન ખાવા-પીવાનો મોહતાજ, ન સમય (ટાઈમ) અને જગા (સ્પેસ)નો જરૂરતમંદ, ન છતની જરૂરત, ન ફર્શની જરૂરત. ન મોસમનો મોહતાજ, ન રંગોનો હાજતમંદ, ન કોઈ હમદર્દ, ચોકીદાર, મદદગારનો મોહતાજ, બલ્કે બધા જ તેની ચોકીદારીના મોહતાજ. તે જ પોતે મદદગાર અને મદદ

લેવાથી બેનિયાઝ. તેને છોડી ક્યાં ભાગી જઈ રહ્યા છો ? તેનો કોઈ શરીક, સાથી અને ભાગીદાર નથી. રાત-દિવસમાં જે કંઈ છૂપાઈ છે, અસ્ત-ઉદય થાય છે, બધું જ તેના કબ્ઝામાં છે. આકાશમાં પણ તેના જ ફેંસલા, પૃથ્વીના તટ ઉપર (મેદાનો, રણો, પહાડો, જંગલોમાં) ચાર પગવાળા, બે પગવાળા બધા પર અને સમુદ્રોની ઉંડાઈમાં પણ તેના જ હુકમોનો એક્કો બોલે છે. *(સૂ.ફાતિર-૨, સૂ.સજદહ-૫)* તેના જેવો કોઈ આપનાર નથી અને લેનાર (કબ્ઝો કરનાર) પણ નથી.

આપ (સલ.) ફરમાવે છે કે, અય અલ્લાહપાક ! જગતમાં આપના સિવાય કોઈ છે જ નથી, જેને યાદ કરવામાં આવે. તારા જેવો કોઈ મહેરબાન નથી, તારા જેવો કોઈ સખીદાતા નથી. બાદશાહી તથા ખુદાઈમાં તારો કોઈ ભાગીદાર નથી. આકાશ અને પૃથ્વીને પડવાથી રોકનાર. *(ફાતિર-૪૧, સજદહ-૫, કાફ-૩૮, બકરહ-૨૫૫)* આકાશ-પૃથ્વીને બનાવીને તેને કોઈ થાક નથી લાગ્યો. તેમની સુરક્ષાથી આજિઝ અને થાકી નથી ગયો, ન કદી ભૂલ કરી, ન રસ્તો ભૂલો પડ્યો. *(તાહા-૫૨, મરયમ-૬૪)*

ભૂલચૂક, થાક, ઉંઘ, આરામ, ઝુલ્મ, ગફલત, કમજોરી, અશક્તિ બધાથી જ પાક છે. *(હામીમ સજદહ-૪૬, ઈબ્રાહીમ-૪૨, ફાતિર-૪)*

અલ્લાહપાકના હાથમાં આપણી દુન્યા, આખિરત, રોઝી, ઈઝઝત, ઝિલ્લત, ચડતી-પડતી બધું જ છે. જે જમીન ઉપર ચાલીએ છીએ, તે તેની; આકાશનું છત પણ તેનું. *(સૂ.મુલ્ક-૩)* સૂરજની રોશની-પ્રકાશ પણ તેનો. *(સૂ.યાસીન-૩૮)* ચાંદની ઠંડક પણ તેની. *(સૂ.યાસીન-૩૯)* તારાઓ જે રસ્તો ભૂલેલાને માર્ગદર્શન આપે છે, તે પણ તેના. *(સૂ.નહલ-૧૨)* પાણી જે પીવા-વાપરવા, ખેતીના કામમાં આવે છે, તે પણ તેનું જ. *(વાકિઅહ-૬૮/૬૯, નૂર-૪૩, સૂ.અબસ-૨૬/૨૮, સૂ.બકરહ-૧૬૪)* વહાણો તેના તાબે. *(સૂ.નહ્લ-૧૪)* સમુદ્રોની માછલીઓ, બે પગા, ચારપગા, પેટથી સળકતા બધા જ તેને તાબે. *(નૂર-૪૫)*

અલ્લાહ તઆલાએ પોતે સવાલ કર્યો છે કે, "આપ પૂછો કે પૃથ્વી તથા જે કંઈ તેમાં છે તે કોનું છે. જો તમે જાણતા હો (તો બતાવો ?) (તેઓને)

આપ પૂછો કે સાતેવ આકાશોનો માલિક અને મહાન અર્શનો ધણી કોણ છે ? આપ પૂછો કે દરેક વસ્તુનો અધિકાર કોના હાથમાં છે ? અને તે (ચાહે તેને) બચાવી લે છે, પણ તેનાથી કોઈ બચાવી શકતું નથી. જો તમે જાણતા હો તો બતાવો ? *(સૂ.મુઅ્મિનૂન-૮૪-૮૬-૮૮)*

તે જેને બચાવે તેને કોઈ મારી શકતો નથી, તે મારે તેને કોઈ બચાવી શકતો નથી. તે આપે તેને કોઈ લઈ (છીનવી) શકતો નથી, તે રોકે (લઈ લે) તેને કોઈ પાછુ આપી શકતું નથી. તેના ફેંસલાને કોઈ રદ કરી શકતું નથી. તેના રદ કરેલાને કોઈ આપી શકતું નથી. *(સૂ.અન્આમ-૧૭, યૂનુસ-૧૦૭, ફાતિર-૨)* સમગ્ર કાયનાતનો તે જ એકલો હકીકી (સાચો) હાકેમ છે. *(મુઝઝમ્મીલ-૯, રહમાન-૧૭, મઆરિજ-૪૦, મુઅ્મિનૂન-૮૬, બકરહ-૧૬૫)*

ઈઝઝત (માન-પ્રતિષ્ઠા) અને ઝિલ્લત (અપમાન) ફક્ત તેના જ હાથમાં છે. જેણે પોતાના માલ ઉપર ભરોસો કર્યો, તો તેનાથી માન-પ્રતિષ્ઠા મળતી નથી. માલ ખતમ થઈ શકે છે, હુકૂમત-સત્તાથી ઈઝઝત-માન મળતું નથી અને સત્તા હંમેશા રહેતી નથી. પોતાના ઈલ્મ-જ્ઞાન, ટેકનોલોજીથી પણ માન મળી શકતું નથી. માનવીની બુધ્ધિ ખરાબ થઈ જાય, પાગલ થઈ જાય તો માન-મર્યાદા ખતમ થઈ જાય છે, બલ્કે લોકોની નજરમાં તુચ્છ બની જાય છે. જેણે અલ્લાહપાક ઉપર જ ભરોસો કર્યો, તેને રાઝી રાખવાની ફિકર કરી તેની ઈઝઝત-માન બાકી રહે છે. ન તેનો માલ ઓછો થાય છે, ન ઈઝઝતમાં કમી આવે છે, ન તેની બુધ્ધિમાં કમી આવે છે. મુહબ્બત અને નફરત સંપૂર્ણ અલ્લાહપાકના ઈખ્તિયારમાં છે. *(માઈદહ-૬૪, મરયમ-૭૬)* રોઝી ઓછી-વત્તી પણ તે જ કરે છે. *(રૂમ-૩૭)* હિદાયત (સહીહ માર્ગદર્શન) પણ તેના જ કબ્ઝામાં છે. તે ચાહે તેને સાચો તૌહીદ (એકેશ્વરવાદ)વાળો રસ્તો બતાવે અને ચાહે તેને ગુમરાહ (પથભ્રષ્ટ) કરે. *(નહ્લ-૯૩)* કોઈને હસાવે, તો કોઈને રડાવે છે તથા મોત અને ઝિંદગી વધારે-ઓછી કરવી તથા માલદાર-ગરીબ બનાવવા પણ તેના જ કંટ્રોલમાં છે. *(નજ્મ-૪૩/૪૪, ફુરકાન-૩)*

આકાશ-પૃથ્વી (ઉપર-નીચે)ના બધા જ ખઝાના તથા બાદશાહત-તાકત તેના કબ્ઝામાં છે. *(સૂ.હિજ્ર-૨૧, સૂ.અન્આમ-૫૯, હદીદ-૨૫, મુઅ્મિનૂન-૧૮)* તે

પોતાના માપ અને અંદાજાથી ઉતારે છે અને તેને ઉઠાવી લેવાનો પણ સંપૂર્ણ કાબૂ ધરાવે છે. પાણી જેવી નેઅમત લઈ લે, પાણી જમીનના અંદર ચાલ્યું જાય અથવા કડવું બનાવી દે. હવાઓનું તોફાન-આંધી ચલાવે, જમીનમાં ધરતીકંપ કે સુનામી લઈ આવે તો કોણ તેનાથી બચી શકે છે ? કે બચાવી શકે છે ? *(ફુરકાન-૩, ઝુખરૂફ-૮૪, મુઅ્મિનૂન-૮૬/૮૭)*

માનવીને નર-માદા, કાળા-ગોરા, વિવિધ ખાનદાનો-નસલોમાં પેદા કર્યા. આપણે આંખ ખોલી અને સમજબુધ્ધિ આવી ત્યારે ખબર પડી કે હું છોકરો કે છોકરી છું. કાળો છું, ગોરો કે ઘઉંવર્ણો છું. માંના પેટમાં નવ મહિના ગુઝાર્યા તેની કાંઈ જ ખબર નથી. કેવી રીતે આંખ-કાન-નાક વગેરે ત્રણ-ત્રણ અંધારામાં બન્યા. ફીટીંગમાં કોઈ જ ગરબડ નથી થઈ. એક અવયવનો કોઈ ભાગ બીજા અવયવમાં ભૂલથી ફીટ નહીં થયો. બધું જ સેટીંગ બરાબર થઈ ગયું અને વિર્યના બિંદુથી કેવી રીતે વિવિધ તબક્કામાંથી પસાર થઈ જીવંત માનવીની શકલ બની ગઈ.

અલ્લાહપાકની ઝાત શરૂ અને અંતથી પાક છે. તેણે જ સમગ્ર સૃષ્ટિ (મખ્લૂક) બનાવી. તે પોતે આપણને પૂછે છે કે, આકાશ-પૃથ્વી, વરસાદ, ખાવા-પીવાની વસ્તુઓ, અનાજ, ફળફળાદિ, ઘાસચારો, ઝાડ-છોડ-વેલ કોણે બનાવી ? શું તમે અલ્લાહપાકની જાત વગર એક ઝાડ ઉગાડી શકો છો ? *(સૂ.નમ્લ-૬૦/૬૧)* તે ઈલ્મ-જ્ઞાનમાં હદબંદીઓ (સિમીત)થી પાક અને આપણી અભણતાની કોઈ સિમીત-હદ નથી, તે જ સૌથી મહાન શક્તિશાળી, બધા મળીને તેના વખાણથી અસમર્થ છીએ. કોઈ વસ્તુ તેનાથી છૂપી નથી, તે દરેક પ્રકારના ખૌફ-ડરથી પાક છે. સમગ્ર મખ્લૂક-વસ્તુઓ તેના હુકમ વગર દમ મારી શકતી નથી. તે પલક ઝપકતાં જેટલી વાર પણ આપણાંથી ગાફેલ નથી. સૃષ્ટિની બધી જ વસ્તુઓને સજીવ-નિર્જીવ, નર-માદામાં વહેંચી દીધી, પરંતુ પોતે નર-માદાથી પાક, અવલાદ તથા માં-બાપથી પાક. તેના જેવો કોઈ નહીં. ન કોઈ વઝીર, ન કોઈ સલાહકાર, ન બરાબરી કરનાર, ન ટક્કર લેનાર. નેચર અને કુદરતના હજારો પ્રકારના સૌંદર્ય અને હુસ્નના દશ્યો બનાવે છે, પરંતુ પોતે ગાયબ છે. સમગ્ર સૃષ્ટિ તેના ગુણ ગાય છે. *(સૂ.હશ્ર-૧, સૂ.હદીદ-૩)*

મૌતના મુખમાંથી ઉગારી-બચાવી લેનાર તે એકલો જ છે. હઝરત યૂનુસ (અલૈ.)ને માછલીના પેટમાં જીવંત રાખનાર, યહૂદીઓને ફિરઔન (ફારાહ)ના લશ્કરી ચુંગલ તથા સમુદ્રના વચમાંથી બચાવી લેનાર, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં બાગ બનાવી દેનાર, હઝરત ઉઝૈરને સો વર્ષ બાદ જીવંત કરનાર, અસ્હાબે કહફને ૩૦૯ વર્ષ સુવાડી રાખનાર, આકાશને પડવાથી રોકનાર કોણ ? *(ફાતિર-૪૧, ઝુમર-૬૭, રૂમ-૪)*

શું માનવી એમ વિચારે છે કે મારો હિસાબ થવાનો નથી ? આ જગતને અલ્લાહપાકે બેકાર (વ્યર્થ) નથી બનાવ્યું.

*(સૂ.અંબિયા-૧૬, સૂ.મુઅ્મિનૂન-૧૧૫, સૂ.કિયામહ-૩૬)*

માનવીના પ્રત્યેક અમલને જોઈ રહ્યો છે. દૂધ પીતી વખતે પણ અને દારૂ પીતી વખતે પણ. ઈબાદત (નમાઝ-રોઝા વગેરે)ને પણ જોઈ રહ્યો છે અને નાચગાન, ગુનાહ કરનારને પણ જોઈ રહ્યો છે. હલાલ કામ (કમાઈ) કરનારને પણ અને હરામ કૃત્ય કરનારને પણ એકી સાથે જોઈ રહ્યો છે.

*(સૂ.મરયમ-૬૪, સૂ.ફાતિર-૪૪, સૂ.મુજાદલહ-૭)*

કોઈ વસ્તુ તેનાથી છૂપી નથી. *(નિસાઅ્-૭૮, અન્આમ-૯૪, મરયમ-૯૩/૯૪/૯૫)* આવી કુદરતવાળી મહાન હસ્તી પાસે મૃત્યુ બાદ હિસાબ માટે હાજર થવાનું છે. પછી દુન્યાની વસ્તુઓ કેવી રીતે તેનાથી ગાફેલ કરી શકે છે ? *(ઈસ્રાઈલ-૩૬, વાકિઅહ-૫૯/૬૦, મુલ્ક-૨, ઝારિયાત-૪૮, નબા-૬ થી ૯)*

કોણ છે તેનો મુકાબલો કરનાર ? ન પૃથ્વીમાં, ન આકાશમાં, ન પેટાળમાં, ન પૂર્વ-પશ્ચિમમાં, ન ઉત્તર-દક્ષિણમાં ! તે જ પેદા કરનાર છે. પેદા થનાર (સૃષ્ટિ) નથી. તેનો જ હુકમ ચાલે છે. તેની ઉપર કોઈનો હુકમ ચાલતો નથી. તે જ માલિક છે. કોઈના તાબે નથી. તે જ રક્ષા કરનાર, મદદગાર છે. પૃથ્વી તેની મુઠ્ઠી (તાબા)માં, આકાશ તેની મુઠ્ઠી (કબ્ઝા)માં છે. મોટા-મોટા બાદશાહો, વઝીરો, વૈજ્ઞાનિકો, બુધ્ધિવાનો બધાને જ મૌત આપે છે. બાદશાહો આવ્યા અને ચાલ્યા ગયા. બની ઉમય્યાના ઝાલિમ બાદશાહ વાસિક બિલ્લાહને મૌતનો ઝટકો આવ્યો તો આકાશ તરફ નજર ઉઠાવી કહેવા લાગ્યો કે, એ પાક ઝાત ! જેની સલ્તનત કદી ખતમ થવાની નથી, તે બંદા ઉપર રહેમ કર,

જેની હુકૂમત ખતમ થઈ રહી છે.

તે મહાન શક્તિશાળી પોતાની ઝાતમાં એકલો, સિફાત (ગુણો)માં, કુદરતમાં, સજા દેવામાં, ઈનામ દેવામાં, કાયનાત (બ્રહ્માંડ) બનાવી એકલી ઝાતે ચલાવનાર, બાકી બધા જ ફના થનાર, કાયનાત (બ્રહ્માંડ) ચલાવવામાં તેનો કોઈ ભાગીદાર નથી. *(સૂ.મરયમ-૬૪)*

**અલ્લાહપાકના ઉપકારો :**

માંના પેટમાં જેવી શકલો સૂરત (આકૃતિ) ચાહે તેવી બનાવે છે. આકાશ છત તથા થાંભલા વગરના બનાવ્યા. પૃથ્વીનું પાથરણું બિછાવ્યું. જમીનમાંથી ઘાસચારો ઉગાડ્યો, પહાડો લગાડ્યા, રાત-દિવસની વ્યવસ્થા, સૂર્ય-ચાંદના ચક્કરો સાથે રાત્રી દિવસને ઘટવા વધવા સાથે ચાંદની ઠંડક, સૂર્યને ગરમ બનાવી. માનવીને વિવિધ રંગો, ભાષાઓ, કબીલાઓ તથા અલગ-અલગ હાડકાં, ગોશ્ત, નસો, ખૂન, વિવિધ પ્રકારના રસો વગેરેથી બનાવ્યો. તે જ તાકાતવાન, આપણે કમઝોર-અસમર્થ. તે સર્જનહાર, આપણે સર્જન. તે રોઝી આપનાર, આપણે ખાનાર. ગંદા પાણી (વિર્ય)થી માનવીને બનાવ્યો. સ્ત્રી-પુરૂષના વિર્યના મિલાપથી બનાવ્યો. માંના પેટમાં નવ મહિના કોણે ખાવા-પીવાની વ્યવસ્થા કરી ? ઝિંદગી કોણે આપી ? કોના ઈરાદા શક્તિથી નવ મહિના બંધ કોઠળીમાં પોતાનું અસ્તિત્વ જાળવી રાખ્યું ? ત્યાર બાદ જન્મથી લઈ ખાવા-પીવાને લાયક થતાં સુધી કોણે બીમારી-આફતોથી રક્ષા કરી ? ત્યાર બાદ જુવાની આપી ત્યારે પોતાના સર્જનહારને ભૂલી ગયો. તેની જ નાફરમાની (અનાદર) કરવા લાગ્યો. તેની રોઝી, તંદુરસ્તી, જુવાની અને ઉપકારોના હેઠળ રહ્યા છતાં તેનાથી જ બગાવત કરે છે. ત્યાર બાદ માફી માંગે તો માફ કરી દે છે. તૌબા કરી ફરી વારંવાર ગુનાહ કરે છે, છતાં માફ કરી દે છે.

તે ફરમાવે છે : તારા ઝિંદગીભરના ગુનાહથી પૃથ્વી ભરાઈ જાય, આકાશ સુધી પહોંચી જાય તો પણ હું માફ કરી આપીશ. માંના પેટમાં તારા માટે કોણ રોઝીની વ્યવસ્થા કરતું હતું ? ત્યાંના અંધારામાં મારા સિવાય તને જોનાર પણ કોઈ ન હતું. માંના પેટમાં તું કઈ અવસ્થામાંથી પસાર થઈ રહ્યો

હતો, તું એકલો જ નહીં, કરોડો-અબજો પ્રકારના જીવ-જંતુઓ, પક્ષીઓ, પ્રાણીઓ, દરિયાની મખ્લૂકના પેટમાં શું છે, તેમના ઈંડાઓ તથા પેટની રક્ષા તથા તેમાં રહેતા જીવની સુરક્ષા મારા સિવાય કોણ કરે છે? ત્રણ-ત્રણ અંધારીઓમાં તને કોણ જોતું હતું ? તારી માંને પણ ખબર ન હતી કે, બચ્ચું કેવી રીતે જીવી રહ્યું છે. ડૉક્ટરોને પણ ખબર ન હતી ત્યાં તને મેં રોઝી આપી. મારા બંદા ! તારી જેવી અબજો પ્રકારની સૃષ્ટિને હું જ પાળુ-પોસુ છું, રોઝી-રોટી આપું છું. શું ખવડાવું છું તે ફક્ત હું જ જાણું છું, કોઈને ખબર નથી પડતી.

તારી આંખ, નાક, કાન બધા જ અવયવો મારા તાબે છે. મારા હુકમ વગર તે પોતાનું કામ કરી શકતા નથી. અને તારા ગુનાહોને લઈ હું તેમને કામ કરવાથી રોકતો નથી, પરંતુ જ્યારે મારો હુકમ ચાલે છે, તો કોઈ ડૉક્ટર, તબીબ તેને સારો કરી શકતો નથી. દવાઓ, ઈન્જેક્શનો, સર્જરી બધા જ મારા હુકમના મોહતાજ હોય છે. તે ઘડીએ ડૉક્ટરો પણ સહી લઈ હાથ ઉંચા કરી પોતાની લાચારી-કમઝોરી દર્શાવે છે. ગલત ઓપરેશન થઈ જાય તેનાથી ડરે છે. ઓપરેશન પછી પણ તે અવયવ વ્યવસ્થિત ચલાવવું મારી મરજીને તાબે હોય છે. ડૉક્ટરો શરીરની જાહેરી કે આંતરિક વ્યવસ્થા બરાબર ન હોવાનું કોઈ પણ બહાનું કાઢી છટકી જાય છે અને કદી ડૉક્ટરો હાથ ઉંચા કરી દે છે તેવા દર્દીને મૌતના મુખમાંથી હું પાછો લાવું છું. ત્યારે ડૉક્ટરો ચમત્કાર કહી વાત ખતમ કરી દે છે. આ બધું કોની શક્તિથી થઈ રહ્યું છે ?

હવાઓ, વાદળો, જમીન, સૂર્ય-ચંદ્ર મારે તાબે છે. દાણો અને ગોટલી, છોડ અને ઝાડ મારા તાબે છે. વરસાદ મારા હુકમને તાબે છે. જીવન-મૌત, ઈઝઝત-ઝિલ્લત મારા તાબે. જેને ચાહું તેને હુકૂમત-સત્તા આપું, જેને ચાહું તેને હોદ્દા ઉપરથી હટાવી દઉં. ધન-દૌલતના ખઝાના મારા તાબે. તમારૂં ગમે તેવું કામ હોય અને ગમે તે ટાઈમે હોય, તમારી પુકાર-કોલ સાંભળનાર હું હર વખતે હાજર છું. સરકારી ઓફિસર કે કમિશ્નર ગમે તેવા ઓળખાણ-વાળા હોય, રાત્રે સૂતા હોય તો તેમને જગાડવા યોગ્ય ન સમજી ઉઠવાની રાહ જોવી પડે છે, જ્યારે હું ચોવીસ કલાક તમારી તકલીફ સાંભળી-જોઈ તેને દૂર

કરવાની સંપૂર્ણ શક્તિ ધરાવું છું. તમારૂં કામ પૂરૂ પાડવા માટે મારે કોઈની મદદની જરૂરત નથી. તમે મને યાદ કરો તો પણ તમારી તકલીફ દૂર કરૂં છું અને યાદ નથી કરતા છતાં તમારી તકલીફ-પરેશાની દૂર કરૂં છું. જ્યારે હું તમારી તકલીફ દૂર કરવા ચાહું છું, તો કોઈ રૂકાવટ નથી બની શકતું અને જ્યારે મારા તરફથી રૂકાવટ આવી જાય તો દુનિયાભરની તાકાતો કામ કરી શકતી નથી. મારી ચાહતને કોઈ બદલી શકતું નથી.

આકાશો અને પૃથ્વીનો એકલો માલિક છું. તેમાં કોઈ પણ કોઈ ઝાતની મારી સાથે ભાગીદારી ધરાવતું નથી. હંમેશાથી છું. મારી કોઈ શરૂઆત-આરંભ અને કોઈ અંત નથી. કોઈ હદ નથી. ન કોઈ આંખ મને જોઈ શકે છે, ન કોઈ ખ્યાલમાં આવી શકું છું. ન કોઈ મારી પ્રસંશાનો હક્ક અદા કરી શકે છે. સઘળી મખ્લૂક (સૃષ્ટિ)ને ફના-ખતમ થવાનું છે, ફક્ત અલ્લાહપાક એકલા જ બાકી રહેશે. તે ફરમાવે છે : હું એકલો જ બાદશાહ છું, માલિક છું, સલામતીવાળો છું. કિયામતમાં એલાન કરશે કે, દુનિયામાં ઘમંડ, અહમ, ઝુલ્મ, અત્યાચાર અને તકબ્બૂર કરવાવાળા ક્યાં ખોવાઈ ગયા ? પછી પોતે જ જવાબ આપશે, કારણ કે કોઈ જીવંત નહીં હશે અને કોઈ હોય તો પણ ક્યાં બોલી શકવાનો હતો ? તમે માંના પેટમાંથી એકલા જ આવ્યા અને કબરના પેટમાં પણ એકલા જ જશો. ખાલી હાથ, નગ્ન શરીર સાથે આવ્યા હતા. હવે કફનની બે ચાદરો સિવાય કંઈ જ સાથે નહીં હશે. માં-બાપ અજાણ્યા થઈ ગયા, પતિ-પત્ની છૂટા થઈ ગયા, અવલાદે સાથ છોડી દીધો, દોસ્તો ટનોમણ માટીમાં દફન કરી ભૂલી ગયા. પોતાના પણ પારકા અને પારકા તો પારકા જ છે. પોતાનું શરીર પણ આપણું નહીં હશે. તે પણ આપણી વિરૂદ્ધ ગવાહી આપશે. હાથ-પગ બધા જ વિરોધી સાક્ષી હશે.

તેના મુકાબલામાં અલ્લાહપાકની ઝાત હંમેશાથી છે, હંમેશા રહેશે. તે પ્રારંભથી પણ પાક અને અંતથી પણ પાક, તેની ન શરૂઆત પ્રારંભ થયો, ન તેનો અંત આવશે. દરેક વસ્તુ પોતે નથી બની, પરંતુ તે એક અલ્લાહ સર્વશક્તિમાન છે, જેને કોઈએ બનાવ્યો નથી. જે કોઈથી પેદા થયો નથી. તે ન ફરિશ્તાઓનો મોહતાજ, ન નબીઓ-રસૂલોનો મોહતાજ. કોઈ વસ્તુ તેના

ઉપર વર્ચસ્વ ધરાવી શકતી નથી. ન કોઈ તેને થકવી શકે છે, ન તેનાથી છૂપાઈ શકે છે. તેના માટે અંધારૂ-અજવાળું બન્નેવ બરાબર સરખા છે. તેના જેવી કોઈની બાદશાહત નહીં, તેની બાદશાહીની કોઈ હદ નથી. તેના ઈલ્મની, સખાવતની, મોટાઈની, શક્તિની કોઈ હદ નથી. જે આકાશની ઉંચાઈ તથા જમીનના નીચેની બધી જ વસ્તુઓને સારી રીતે જાણે તથા તેમની વ્યવસ્થા કરે. આપણાં શ્વાસને અંદર જતો પણ જુએ અને નિકળતા પણ જુએ છે. દિલની ધડકન, નસોમાં વહેતા લોહીનો અવાજ પણ સાંભળે. કીડી અને તેનાથી નાના બારીક જીવજંતુઓની પુકારને પણ સાંભળે છે.

પૃથ્વીના સૌથી નિચલા પડમાં રહેતા જીવજંતુઓનો અવાજ પણ સાંભળે અને સમુદ્રના તળિયે રહેવાવાળી માછલીઓ તથા જીવાણુંઓની જરૂરિયાતને જાણી તેને પૂરી કરે છે. દિવસને વધારવો-ઘટાડવો તેની જ કુદરતમાં છે. વસ્તુઓને નમુના વગર પેદા કરવી તેની જ મહાન શક્તિમાં છે. તેણે લોખંડને લોખંડના નમુના વગર બનાવ્યું. પૃથ્વી અને આકાશને નમુના વગર બનાવ્યા. તેની મખ્લૂક (સૃષ્ટિ)ની સંખ્યા તેના વગર કોઈ જાણતું નથી તથા તેમની જરૂરિયાતને પણ તેના વગર કોઈ પૂરી પાડતું નથી. એક કરોડીયાની જ ફક્ત ૮૦ હજાર જાતો છે. તે જ પ્રમાણે બધા જ પક્ષીઓ, પશુઓ, જીવજંતુઓ વગેરેની હજારો જાતો અને પ્રકાર તથા તેમની બધાની એકબીજાથી અલગ વિશિષ્ઠતાઓ, લક્ષણો છે.

અલ્લાહપાકની કુદરતથી અમુક વસ્તુઓને આત્માવાળી સજીવ બનાવી અને અમુકને નિર્જીવ બનાવી. કોઈ વસ્તુ સખત તો કોઈ નરમ, કોઈમાં ગરમી તો કોઈમાં ઠંડક, કોઈ જાડી તો કોઈ પાતળી, કોઈ પ્રવાહી તો કોઈ ઘનપદાર્થ, કોઈ બારીક તો કોઈ મોટી, કોઈ દોડતી તો કોઈ સળકતી. પહાડો જેવી સખ્ત જગ્યાએ બરફ જમાવી પાણીનો સ્ટોક કરવો તેની જ કુદરત. પાણીને મીઠુ, મોળુ અને ખારૂ બનાવવું તેના જ અધિકારમાં છે.

આ બધી મહાન શક્તિઓ અને અપાર કુદરતો આપણને તેની મુહબ્બત અને પ્યાર તરફ આકર્ષી રહી છે. મુહબ્બત, આદર, સન્માન અને પ્રતિષ્ઠાને લાયક જેટલા ગુણો હોય શકે છે, તે બધા જ અલ્લાહપાકની જાતમાં મૌજુદ

છે. તો પછી તેને છોડી અન્યોને પૂજવા તથા નફા-નુકસાનના માલિક સમજવા કેવી રીતે યોગ્ય છે ? તેના વખાણ-પ્રશંશા ક્યાંથી ક્યાંથી શરૂ કરવા અને ક્યાં જઈ સમાપ્ત કરવા તેની કોઈ હદ-સીમા નથી. જે સર્વશક્તિમાન એકલી જાતે આપણા બધાના બધા જ પ્રકારના પ્રશ્નો હલ કરવા સંપૂર્ણ તાકતવર અને સમર્થ છે. તેનાથી માંગવા માટે કોઈ રિશ્વત-કાલાવાલા કે કોઈ માધ્યમ કે કોઈ સમયની જરૂરત નથી. જે સમયે માંગો ત્યારે તે હાજર તથા સાંભળનાર છે. તેને બંદાઓની જરૂરત પૂરી કરવા કોઈને પૂછવાની કે સલાહ લેવાની જરૂરત નથી કે તેના ખજાનાઓમાં કોઈ પણ સમયે કોઈ જાતની કમી નથી. ત્યાં સ્ટોક પૂરો થતો નથી તથા સમયની કોઈ મર્યાદા કે સીઝનની જરૂરત નથી. તેના જ્ઞાનની કોઈ સીમા નથી અને આપણી અજ્ઞાનતાની કોઈ હદ નથી. તેની તાકાતની કોઈ સીમા નથી અને આપણી કમઝોરી-અસમર્થતાની કોઈ હદ નથી. તેની કુદરતની કોઈ સીમા નથી અને આપણી લાચારીની કોઈ હદ નથી. તેની સિફાત (વિશેષણો)ની કોઈ સીમા નથી અને આપણી ઐબો-ખામીઓની કોઈ હદ નથી.

આપણે આપણાં અસ્તિત્વ તથા તેને બાકી રાખવા માટે હર કદમ કરોડો વસ્તુઓના મોહતાજ અને તે પોતાના અસ્તિત્વ-વુજૂદ માટે કોઈ વસ્તુનો મોહતાજ નથી. આપણે પોતાના કોઈ કામ માટે હજારો વસ્તુઓનો સહારો લેવો પડે છે, તેને પોતાના કોઈ પણ કામ માટે કોઈની સહાયની જરૂરત નથી. આપણને આપણી રક્ષા માટે પોલીસ, ફૌજ અને હથિયારોની જરૂરત પડે છે, તે પોતાની સુરક્ષા માટે કોઈનો કદી પણ મોહતાજ નથી. આપણે ખજાનો-બેલેન્સ જમા કરવા કેટલા હાથ-પગ ચલાવવાની તથા લોકોના મોહતાજ બનવું પડે છે. છતાં ક્યારે ચોરાઈ જાય તથા ક્યારે ક્યા પ્રકારની આસ્માની-સુલ્તાની મુસીબત આવે તેની કોઈ ગેરન્ટી નથી. જ્યારે તેને પોતાના ખજાનાઓ માટે કોઈની જરૂરત નથી.

તે દરેક પ્રકારની ભાગીદારી-પાર્ટનરશીપથી સંપૂર્ણ પાક છે. તેને પોતાની કોઈ પણ સિફતમાં પાર્ટનરશીપ (શિર્ક) જરા પણ પસંદ નથી. જેના મર્તબા-ઈઝઝત, કમાલ, તાકાત, કુદરત, શક્તિ, ખજાનાઓ, બખ્શીશ, ગુસ્સો,

રહમત વગેરેની કોઈ હદ-મર્યાદા નથી. પછી તે કોઈનો મોહતાજ શા માટે રહે ? તેની ઉંચાઈ બરાબર કોઈ નથી. એવો બેનિયાઝ (ગની) કે કોઈ તેનો મદદગાર નથી. બધી જ વસ્તુઓ ફના (અસ્ત) થઈ જશે. તેની હુકૂમત સિવાય બધી જ હુકૂમતો ફના થઈ જશે. દરેક છાંયો અથમાઈ જશે. તેનો છાંયો કદી અથમાવાનો નથી. તેનાથી છૂપાઈને કોઈ ગુનોહ થઈ શકતો નથી. તેની વાત માનીએ છીએ તો ખુશ થાય છે. નથી માનતા તો પણ માફ કરે છે. તે સૌથી નજીક છે, સૌથી વધુ સુરક્ષા કરનાર છે. તે આપણા અને આપણા ઈરાદાઓ વચ્ચે રૂકાવટ બને છે. તો આપણે કોઈ વસ્તુ ચાહીએ અને તે ન ચાહે તો તે વસ્તુ થઈ શકતી નથી. અને તેણે ચાહ્યું, પરંતુ આપણે નથી ચાહતા તો તે વસ્તુ થઈને રહેશે.

તેના સિવાય કોઈ બીજો નથી જેનો ડર રાખવામાં આવે કે તેનાથી ઉમ્મીદો બાંધવામાં આવે. તેનો કોઈ વઝીર નથી જેને લાંચ-રૂશ્વત આપી શકાય. સમગ્ર કાયનાત (બ્રહ્માંડ) ઉપર સંપૂર્ણ શક્તિ ધરાવે છે. સમગ્ર વ્યવસ્થામાં તેને કોઈના સલાહ-મશ્વેરાની જરૂર નથી. તે કદી થાકતો નથી, કદી ઉંઘતો નથી, કદી ઝોકુ આવતું નથી, કદી ભૂલતો નથી, કદી લાચાર અને અસમર્થ નથી થતો. તેને કોઈ અસ્બાબ (માધ્યમ)ની જરૂરત નથી. આંખો તેને જોઈ શકતી નથી. તેની સામાન્ય મખ્લૂક સૂર્યને જ્યારે આપણે જોઈ શકતા નથી, તો તેની ઝાત તો તેનાથી પણ ઉપરવટ છે.

પોતાની બધી જ ઉમ્મીદો તેનાથી જ બાંધો. બીજું કોઈ કદી કામ આવી શકતું નથી, ઉમ્મીદો પૂરી કરી શકતું નથી. તેના સિવાય કોઈ પણ માલદારી, ફકીરી, સુરક્ષા, સન્માન, અપમાન, મુહબ્બત, દુશ્મની, રંજ-ગમ, ખૂશી આપી શકતું નથી. આ બધી જ વસ્તુઓની માસ્ટરકી તેની જ પાસે છે. સૌથી મદદની આશા છોડી ફક્ત તેનો જ પાલવ પકડી લો. આપ (સલ.)ની રાત્રે પઢવાની દુઆઓમાં છે કે, અય અલ્લાહપાક ! મેં પોતાની ઝાતને આપના હવાલે કરી દીધી. મારા સઘળા કામ તારે હવાલે કરી દીધા. તું જ મારો સહારો છે. તારા સિવાય કોઈ પનાહ-આસરો નથી, કોઈ છૂટકારો નથી. ખુશી અને શૌખમાં પણ તું અને ખૌફ તથા ડરમાં પણ તું જ પનાહ-આસરો છે. અમારો પાલનહાર

તે છે, જે ઈન્સાનોનો મોહતાજ નથી. બ્રહ્માંડનો, પૃથ્વી, આકાશ, કિતાબો, નબીઓ, રસૂલો, ફરિશ્તાઓ, વલીઓ, જન્નત, જહન્નમ, પૂર્વ-પશ્ચિમનો મોહતાજ નથી.

## અલ્લાહપાકની કુદરતના નમુનાઓ :

લાકડી કડવી, પાન કડવા, છાલ કડવી અને નાની-નાની ડાળીઓ ઉપર અનાર (દાડમ)ને લટકાવ્યા. ઉપરનું બધું જ કડવું, પરંતુ જ્યારે અંદરથી કાપ્યું તો અજીબ ખુબસૂરત વ્યવસ્થિત જોડવાયેલા દાણાં, જે આપણાથી જોડવાય પણ ન શકે. એને સફેદી અને લાલાશ આપનાર કોણ છે ? એક જ પાણીથી દાડમની લાલાશ, જમરૂખની સફેદી, સકરટેટીની પીળાશ અને વિવિધ ફળોને વિવિધ રંગો આપ્યા. એક પાણીથી ઈન્સાનને પણ બનાવ્યો. સ્ત્રી બનાવી, પુરૂષ બનાવ્યા. કોઈને ફક્ત પુત્રો આપ્યા, કોઈને ફક્ત પુત્રી, કોઈને બંનેવથી નવાઝયા, તો કોઈને બન્નેવ (છોકરા-છોકરી)થી વંચિત રાખ્યા.

તે જ સર્વશક્તિમાન છે. તે ચાહે તો હઝરત મૂસા (અલૈ.)ની લાકડીને સાપ બનાવી દે. શકલ પણ સાંપની અને ગુણો પણ સાપના થઈ ગયા. તે ચાહે તો કકડત-ભડકતી આગને પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે બાગ બનાવી દે. આ કિસ્સામાં આગ તો બાહ્ય દૃષ્ટિએ આગ જ રહી, પરંતુ તેની સળગાવવાની સિફત (ગુણ) ઉઠાવી લીધી. હઝરત યૂનુસ (અલૈ.) માટે જાહેરમાં મૌતના સબબ (કારણો) હોવા છતાં મૃત્યુના ગુણો ઉઠાવી લીધા અને ગાઢ સમુદ્રની મોટી માછલીના પેટમાં પણ આપને જીવંત તથા સલામત રાખ્યા.

આ બધા કિસ્સાઓ આપણને એક વિચારશક્તિ તરફ ધ્યાન દોરે છે. તે એ કે, અલ્લાહ તઆલા જ સર્વોચ્ચ અને મહાન સત્તાધારી છે. તેનું જ ચાલે છે. તેના વગર કોઈની ચાહતો ચાલતી નથી. તેણે જ પાણીને વહેતુ કર્યું, પહાડોને જમીનમાં જમાવી દીધા, હવાને હલકી બારીક બનાવી, સૂર્યને સળગતો, ચાંદને ઠંડક આપતો, તારાઓને ચમકતા, રાત્રિને અંધકારમય, દિવસને અજવાળાવાળો, ખેતીઓને હરિયાળી, ફળોને મિઠાસ અને પક્ષી-ઓને કલરવ કરતા બનાવ્યા. આવી વિવિધ શક્તિ પ્રદર્શન અને વિરોધા-

ભ્માસ ધરાવતી સૃષ્ટિ તેના સિવાય કોઈ બનાવી શકતું નથી. અજવાળુ અને અંધારૂ, પૃથ્વી અને આકાશ, ઠંડી અને ગરમી, બન્નેવ તેની જ કુદરતમાં છે.

તે જમીનોનો પણ બાદશાહ અને આકાશોનો પણ, સમુદ્રો, પહાડો, ઝાડ-છોડ, ફળફળાદી, ફુલ અને અનાજનો પણ તે જ બાદશાહ. જીવન અને મૌત, જાહેરી અને આંતરિક શક્તિઓનો પણ તે જ અધિકાર ધરાવનાર છે. આપ (સલ.)ની દુઆમાં છે કે, તું જ (હંમેશાથી) પહેલા, તારા પહેલા કોઈ નહીં. અને તું જ (હંમેશા) છેલ્લો, તારા પછી કોઈ નહીં. તું જ વિજેતા અને ગાલિબ, તારી ઉપર કોઈ નહીં. તું જ છૂપો (બાતિન), તારાથી છૂપાયેલ કોઈ નહીં. તું જ બાદશાહ, તારો કોઈ ભાગીદાર અને સમકક્ષ નહીં. કોઈ તેનો મુકાબિલ સમકક્ષ ન જમીનમાં, ન આકાશમાં. ન અવકાશમાં ન પૂર્વ-પશ્ચિમમાં. તે દરેક ઐબ-ખામીથી પાક. આપણાં કામો તેનાથી જ બને છે. જગતમાં કાંઈ જ ન હતું, તેના બનાવવાથી બધુ જ અસ્તિત્વમાં આવ્યું. બધાને સજીવ તેણે જ કર્યા. જીવનો કોઈ નમૂનો ન હતો, તેણે જ નમૂના વગર જીવો બનાવ્યા. તે મૌતથી પાક, કમઝોરી, થાક, ઉંઘ, ખાવા-પીવા, ઘડપણ, બીવી-બચ્ચા, ભાગીદાર, વઝીર, સાથી તથા દુશ્મનોથી પણ પાક અને ઉચ્ચ છે.

### દરેક પ્રકારની ગફલત-સુસ્તીથી પાક ઝાત :

તે પૂર્વમાં જુએ તો પશ્ચિમથી ગાફેલ નહીં, ઉત્તરમાં જુએ તો દક્ષિણથી ગાફેલ નહીં. સમુદ્ર તરફ નજર કરે તો જમીનથી ગાફેલ નહીં. જંગલ તરફ જુએ તો પહાડોથી ગાફેલ નહીં. પહાડ તરફ જુએ તો સમુદ્રથી ગાફેલ નહીં. જિન્નાત તરફ જુએ તો ઈન્સાનથી ગાફેલ નહીં. પક્ષીઓને જુએ તો પશુઓથી ગાફેલ નહીં. જાનવરોને જુએ તો તેના બચ્ચાઓથી ગાફેલ નહીં. ભૂતકાળ જુએ તો વર્તમાન તથા ભવિષ્યથી ગાફેલ નહીં.

### અનોખો બાદશાહ :

તે એવો નિરાલો બાદશાહ છે, જેને ન પહેરા (સિક્યુરીટી)ની જરૂરત છે, ન રક્ષાની, ન ખાવાની જરૂરત, ન પીવાની. ન બીવી-બચ્ચાની જરૂરત, ન જીવ બહેલાવવા માટે દોસ્તો-સાથીઓની જરૂરત. ન કામ માટે કોઈ

મદદગારની જરૂરત. તે કોઈથી મદદ લેતો નથી, કોઈનો મોહતાજ નથી. ન કોઈ તેને નુકસાન કરી શકે છે, ન કોઈ નફો પહોંચાડે છે. (કારણ કે તેને આ બધાની જરૂરત જ નથી.) ન કોઈ તેનાથી છૂપાઈ શકે છે, ન નાસભાગ કરી શકે છે. ન કોઈ તેનાથી લડાઈ કરી શકે છે. તે કોઈ જ વસ્તુનો મોહતાજ-જરૂરતમંદ નથી. દરેક વસ્તુને તેણે પોતે બનાવી, તે જ દરેક વસ્તુનો માલિક છે. દરેકનો પેદા કરનાર છે. દરેક વસ્તુ વિશે બધી જ બાબતો જાણે છે. ન તેને મકાનની જરૂરત, ન જગ્યાની જરૂરત. ન દિવાલનો મોહતાજ, ન છતનો, ન ફર્શનો. *(સૂ.અન્આમ-૫૯)* કોઈ ધીમે બોલે કે ઝોરથી બોલે, તેના માટે બધું બરાબર છે. કોઈ રાત્રે સંતાઈને ચાલે કે દિવસના ચાલે, દુન્યાના બાદશાહો આવીને ચાલ્યા ગયા, અલ્લાહપાક તે બાદશાહ છે *(ફુર્કાન-૫૮)*, જે જીવંત (હંમેશાથી) છે અને કદી મરવાનો નથી. જ્યારે મખ્લૂક સર્વ નાશ પામશે.

માટે આપણે માલ જોઈતો હોય, સન્માન, અવલાદ, બરકત, તંદુરસ્તી, રોઝી, મુહબ્બત, પ્રેમ, વરસાદ, દુશ્મનથી બચાવ, અવલાદની ફરમાંબરદારી (આજ્ઞાંકિત), પતિ-પત્નીની મુહબ્બત, પાડોશીઓથી સારા સબંધો રાખવા, સારા પાડોશી મળવા, કબરના અઝાબથી બચવા, જન્નતની ચાહત અને જહન્નમથી બચવું હોય, હિસાબ-કિતાબમાં આસાની, પુલસિરાતથી ગુઝરવું વગેરે બધું જ ફક્ત એક અલ્લાહપાક તરફથી જ મળી શકે છે. તેના સિવાય કોઈ પણ કોઈ પ્રશ્ન હલ કરી શકતો નથી.

આપણી દુન્યાની નેઅમતો ચાર દિવસની છે. મૃત્યુ બાદ ન માલ કામ આવશે, ન અવલાદ, ન દોસ્તો. તો શેનાથી રાહતનો સામાન ખરીદી શકીએ છીએ ? પૈસાથી માં-બાપની મુહબ્બત, સ્નેહ નથી ખરીદી શકતા. અમન, સલામતી અને સુકૂન ફક્ત અલ્લાહપાક તરફથી જ મળે છે. આપણી આંખ પોતાની કુદરતથી નથી જોતી, કાન પોતાની શક્તિથી નથી સાંભળતા, દિમાગ (બુધ્ધિ) પોતાની કુદરતથી વિચારી શકતું નથી, હાથ-પગ અલ્લાહપાકની કુદરત વગર હરકત કરી શકતા નથી. ઘણી વખતે કોઈ પણ જાતની બાહ્ય બીમારી વગર કોઈ અવયવ કામ કરવાનું છોડી દે છે, અચાનક લકવો થઈ જાય છે, ડૉક્ટરો એનું કોઈ બાહ્ય કારણ આપી શકતા નથી. ત્યારે મજબૂર

થઈ અલ્લાહપાકની તાકાતને માનીએ છીએ.

બધી જ મખ્લૂકને અલગ-અલગ શકતો-સૂરત આપી, પરંતુ પોતે શકલથી પાક. બધાને અલગ-અલગ રંગો આપ્યા, પરંતુ પોતે રંગોથી પાક. બધાને ખવડાવે-પિવડાવે છે, પરંતુ પોતે ખાવા-પીવાથી પાક છે. બધાને મીઠી નિંદરડી આપે છે, પરંતુ પોતે ઉંઘથી પાક. બધાને મૌત આપે છે, પરંતુ પોતે મૌતથી પાક-પવિત્ર છે. માટે તકબ્બૂર-ઘમંડ ફક્ત તેને જ શોભે છે, આપણને નહીં. કારણ કે આપણું ધન-દૌલત ક્યારે જતું રહે, તંદુરસ્તી ક્યારે છીનવાય જાય, હુસ્ન ક્યારે બીમારીમાં જતું રહે કે ઘડપણમાં ફેરવાય જાય, હોદ્દો ક્યારે જતો રહે, કોઈ વસ્તુની ગેરંટી નથી. જ્યારે તેની બધી જ નેઅમતો-તાકાતો-કુદરતો તેની પોતાની ઝાતી છે. કોઈ તેને તેનાથી છીનવી શકતું નથી.

અકલી અને બૌધ્ધિક દલીલ પણ આ છે કે, પચાસ અથવા સિત્તેર વર્ષમાં માનવી કેટલું વાંચી શકે છે. એક દિવસની એક બુક વાંચે તો પણ વર્ષની ૩૬૦ બુક થઈ અને તેનો ૭૦ વર્ષથી ગુણાકાર કરીએ તો પણ પચ્ચીસ હજાર બસો (૨૫,૨૦૦) બુકો થાય. જ્યારે આપણી સમક્ષ એક એક વિષયની લાખ-લાખ બુકો લખાઈ ચૂકી છે. તો માનવીનું જ્ઞાન કેટલું મર્યાદિત થયું !! જ્યારે અલ્લાહપાકને તો વિશાળ બ્રહ્માંડ (યુનિવર્સલ)ની રજે રજ વસ્તુની સંપૂર્ણ ચોક્કસ માહિતી ઉપલબ્ધ છે. ગૈબ (અદૃશ્ય) જગતની બધી જ માહિતી પૂરી પાડતી માસ્ટરકી તેની પાસે છે. વિશાળ સમુદ્રો અને જંગલોની રજે-રજની તેને જાણકારી છે. *(સૂ.અન્આમ-૫૯)* તેનું જ્ઞાન જ્યારે આટલુ વિશાળ છે, તો પછી કાયદા-કાનૂન ઘડવાનો અધિકાર પણ તેને જ મળવો જોઈએ. કારણ કે સાથે તે ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્યકાળનું અપાર જ્ઞાન પણ ધરાવે છે.

કોઈ પણ પોતાની ઈચ્છા-ચાહતથી કોઈ વસ્તુ બની શકતા નથી. અલ્લાહપાકના ઈરાદા અને કુદરતથી જ દરેક વસ્તુ પોતાની હાલની હાલતમાં છે. માનવીની એ શક્તિ નથી કે તે પોતાના ઈરાદાથી પશુ-પક્ષી બનવા માંગે તે બની શકે અને કોઈ પશુ-પક્ષી, જીવ-જંતુઓની તાકાત નથી કે તે માનવી બની શકે. આપણે બધા પોતાના હાલના અસ્તિત્વમાં પણ અલ્લાહપાકના

મોહતાજ છીએ. આકાશની બુલંદી-ઉંચાઈ તેના ચાહવાથી નથી આવી, બલ્કે અલ્લાહપાકની ચાહતથી જ તે બુલંદ થયું. *(સૂ.રહમાન-૭)* પૃથ્વીને અમે બિછાવી. *(સૂ.ઝારિયાત-૪૮)* પહાડોને અમે પૃથ્વીમાં ઘુસાડ્યા. *(સૂ.નાઝિઆત-૩૨)* લોખંડને અમે ઉતાર્યુ અને તેમાં સખ્તાઈ અમે રાખી. *(સૂ.હદીદ-૨૫)* પૃથ્વીમાં પાણી અમે પેદા કર્યુ અને ઘાસચારો અમે ઉગાડ્યો. *(નાઝિઆત-૩૧)* આ જ પાણીને અમે બિલ્કુલ જમીનની ઉંડાઈમાં લઈ જઈએ તો કોની તાકાત છે કે, તેને ત્યાંથી કાઢી શકે. *(સૂ.મુલ્ક-૩૦)* માનવીને હાથ-પગ, નાક-કાન વગેરે સેંકડો અવયવો અને નસોના નેટવર્ક સાથે ચાલતો-ફરતો રાખ્યો છે. જો અમે તેની સાંભળ-વાની શક્તિ (શ્રવણશક્તિ) લઈ લઈએ, તેને બહેરો બનાવી દઈએ અથવા આંધળો બનાવી દઈએ અથવા અક્કલ લઈ લઈએ કે દિલોને સખ્ત કરી દઈએ, તો અમારી સિવાય કોઈ બીજો ખુદા છે, જે તમારી આ શક્તિઓ પાછી લાવી શકે ? *(સૂ.અન્આમ-૪૬)* અમો ચાહીએ તો તમોને બધાને મૃત્યુ આપી બીજી મખ્લૂકને પેદા કરીએ. તમોને એવા બનાવી દઈએ કે, તમને ખબર પણ ન પડે. *(સૂ.ઈબ્રાહીમ-૧૯, વાકિઅહ-૧૬)*

માનવીને બેકાર વ્યર્થ પેદા નથી કર્યા, બલ્કે દુનિયાનું જીવન પરિક્ષા માટે છે. પછી હિસાબ-કિતાબ થશે. *(સૂ.મુઅ્મિનૂન-૧૧૫)* અલ્લાહપાક તરફથી બે સુરક્ષાકર્મી ફરિશ્તારૂપી આપણી સાથે લાગેલા છે. જે આપણા દરેક અમલ, કાર્ય, કોલ કે બોલને રેકોર્ડ કરે છે. *(કાફ-૧૮, ઈન્ફિતાર-૧૦/૧૧)* આપણે સૂતા હોય કે જાગતા હોય, એકાંતમાં હોય કે મજલિસમાં, ઉભા હોય કે બેઠા હોય, આપણી દરેક હરકત ઉપર સુરક્ષા કડી નઝર રાખવામાં આવે છે. આપણા શરીરના અવયવોથી સવાલ કરવામાં આવશે. માણસ આશ્ચર્યમાં પડી જશે કે, આંખ-કાન અને બીજા અવયવો કેવી રીતે બોલતા થઈ ગયા, તો તે અવયવો જ જવાબ આપશે કે, જે ખુદાપાકે જબાનને બોલવાની તાકાત આપી, તેણે અમોને પણ બોલવાની તાકાત આપી. *(હામીમ સજદહ-૨૧૦)*

**બધી જ મખ્લૂક માનવીની સેવા માટે છે :**

અને માનવી પોતે અલ્લાહપાકની ઈબાદત માટે છે. અલ્લાહપાકની રોઝી આપવાની વ્યવસ્થા, અલ્લાહપાકનું એક દિવસનું દસ્તરખ્વાન જોઈએ.

દુનિયામાં છ અરબ માનવીઓ છે. તેમના માટે કરોડો ટન પાણી, દૂધ, કરોડો ટન શાકભાજી, ગોશ્ત, ઘઉં, ચોખા, ફળો, ફુલો વગેરે પુરૂ પાડવામાં આવે છે. આ તો ફક્ત માનવીઓની બુન્યાદી જરૂરતો છે. તે સિવાય કરોડો પક્ષીઓ, પશુઓ, જીવજંતુઓ અને ફાડી ખાનાર વાઘ-વરૂ અને સિંહની વ્યવસ્થા અલગ રહી. ત્યાર બાદ વિશાળ મહાસાગરો, સમુદ્રો, નદીઓ, તળાવો, સરોવરો વગેરેમાં રહેતી અબજો ટન માછલીઓ તથા બીજા હજારો પ્રકારના જાનવરો, જેમની સંખ્યા પણ આપણે જાણતા નથી. તે બધાની જ રોઝીની વ્યવસ્થા દરરોજ પાબંદી સાથે થઈ રહી છે. આ વ્યવસ્થા જ્યારથી અલ્લાહપાકે સૃષ્ટિ પેદા કરી છે, ત્યારથી લઈ કિયામત સુધી ચાલતી રહેશે. તેના ખઝાનાઓમાં એક ટીપું પાણી કે એક કણ અનાજ ખૂટતું નથી. તેની ઓક્સીજન, પ્રાણવાયુ તથા અંગારવાયુની અપાર નેઅમતોથી આપણી સૃષ્ટિમાં રહેનાર દરેક જીવ ફાયદો ઉઠાવી રહ્યો છે. જો એક-બે મીનીટ પણ તેમાં રૂકાવટ આવી જાય, તો આપણું જીવન ખતરામાં પડી જાય.

## માં-બાપના દિલમાં મુહબ્બત અને મમતા પેદા કરવી :

અલ્લાહપાકે જ માં-બાપના દિલમાં આપણી મુહબ્બત પેદા કરી. જેથી તે લોકો આપણે નાના હતા ત્યારે જ્યાં સુધી આપણે ખાતા ન હતા, તેઓ ખાતા ન હતા. આપણે સૂવા બાદ જ તે સૂતા હતા. આપણે માંના પેટમાં હતા અને નવ મહિના સુધી કોણે રોઝી આપી ? ક્યાંથી આપી ? ક્યા પ્રકારે આપી ? ક્યા કારખાનામાંથી રોઝી આવતી હતી ? નવ મહિનામાં વિર્ય (મની)નું એક ટીપું કેવી રીતે માનવીની શકલ ધારણ કરી બહાર નીકળ્યું, જેમાં હઝારો મશીનરી લાગેલી છે, જે એકબીજા સાથે દરેક પ્રક્રિયામાં જોડાયેલી છે. અને આપણા જીવનને ધબકતુ રાખે છે. આ બધી મશીનરી ક્યાંથી બની ? કેવી રીતે ત્રણ-ત્રણ અંધારામાં વ્યવસ્થિત બની અને દરેકનું ફીટીંગ કોણે કર્યું ? દરેકને તેના વજન-પ્રકાર પ્રમાણે કદ આપ્યું. ડિઝાઈન આપી, દરેકની શકલ બીજી વ્યક્તિથી અલગ બનાવી. તેના કારખાનામાં કેટલા સ્વરૂપો છે, જે કરોડો માનવીઓને એકબીજાથી જુદા પાડે છે.

પેદા કર્યા તો મોઢામાં દાંત નથી, હાથમાં શક્તિ નથી કે કોઈ વસ્તુ પકડી શકે. ન પગોમાં ચાલવાની શક્તિ છે. અલ્લાહ તઆલાએ આકાશમાંથી ફરિશ્તાઓ મારફતે હુકમ કર્યો અને તારી માંની છાતીમાંથી દૂધ પેદા કરી દીધું. જે તને ગરમીના દિવસોમાં ઠંડુ દૂધ અને ઠંડીના દિવસોમાં ગરમ દૂધની શકલમાં તને પીવડાવે છે. છતાં તું મને ભૂલી જાય છે ? અને બીજાઓને પોતાના નફા-નુકસાનના માલિક સમજે છે. તેમની સામે મારી બનાવેલ પેશાની (મસ્તક) નમાવે છે. હે મારા બંદાઓ ! હું તમારાથી મુહબ્બત-પ્રેમ કરૂં છું. અને તમે મને ભૂલી જાઓ છો ? તમારા ભૂલવા છતાં તમારી રોઝીમાં કમી કરતો નથી. તમારા માટે પાણી, હવાની નેઅમતો રોકતો નથી.

અસ્હાબે કહફને ૩૦૯ વર્ષ સુધી સુવાડી રાખ્યા. ન ભૂખ લાગી, ન તરસ લાગી. ન પેશાબ-પાખાના (ટોયલેટ)ની જરૂરત મેહસૂસ થઈ. કરવટો બદલતા રહ્યા. સૂતા સૂતા પણ માણસ થાકી જાય છે, બદન દુ:ખે છે. પરંતુ અસ્હાબે કહફને કાંઈ જ ન થયું. કોઈ સાપ, વીંછી, વાઘ, વરૂ, સિંહ, કીડી-મકોડા કોઈનો ડર ન લાગ્યો અને કોઈએ કોઈ પણ પ્રકારનું નુકસાન ન પહોંચાડ્યું. સૂર્યની રોશની જરૂર પહોંચી, પરંતુ તેની ગરમીથી કોઈ નુકસાન ન થયું. ત્રણસો વર્ષમાં ત્યાંથી કેટલી ફોજો પસાર થઈ હશે, દકયાનુસ રાજાના કેટલા સિપાહીઓએ દેશનો ખૂણે ખૂણો ખુંદી કાઢ્યો હશે. છતાં આ એકેશ્વરવાદ (તૌહીદ)ના માનવાવાળાઓને કોઈ પકડી ન શક્યું.

સ્ત્રી-પુરૂષના મિલનથી બચ્ચુ પેદા થાય છે. આ કાનૂનથી કોઈ અપવાદ-રૂપ નથી. નબીઓ, બાદશાહો, ઉદ્યોગપતિઓ, ગરીબ, માલદાર બધા જ આ કાયદાથી પસાર થયા છે. પરંતુ અલ્લાહપાકે હઝરત ઈસા (અલૈ.)ને બાપ વગર પેદા કર્યા. કુર્આન શરીફમાં આપની પેદાઈશનું વર્ણન વિગતવાર બયાન કરવામાં આવ્યું છે.

### હઝરત ઈસા (અલૈ.)નું પેદા થતાં જ પ્રવચન :

દરેક માણસ એક ઉંમર થાય ત્યાર બાદ બોલવાનું શરૂ કરે છે. પરંતુ હઝરત ઈસા (અલૈ.) પેદા થતાં જ એક સમજદાર વ્યક્તિની જેમ વાતો કરે

છે અને પોતાની નુબૂવ્વતનું એલાન કરે છે. અને એક અતિ મહત્વની તકરીર (ભાષણ) કરે છે. હું અલ્લાહપાકનો બંદો છું, તેણે મને કિતાબ બાઈબલ (નવો કરાર) આપી છે. તેણે મને બરકતવાળો બનાવ્યો અને તેણે મને નમાઝ તથા ઝકાતની તાકીદ કરી છે. જ્યાં સુધી કે હું દુનિયામાં જીવતો રહું. અને મને પોતાની માતાનો સેવક બનાવ્યો અને તેણે મને અત્યાચારી-કમભાગ્ય બનાવ્યો નથી. અને મારા ઉપર અલ્લાહપાકના તરફથી સલામ છે. જે દિવસે કે હું પેદા થયો. અને જે દિવસે હું મૃત્યુ પામીશ તથા જે દિવસે હું સજીવન થઈ પાછો ઉઠાડવામાં આવીશ.

આ તકરીર અલ્લાહ તઆલાએ એક પેદા થયેલ બાળકથી કરાવી દુનિયાભરના વૈજ્ઞાનિકોને અચંબામાં નાંખી દીધા કે, તે આ સમગ્ર વહીવટી તંત્ર કોઈ સબબ અને કારણ વગર પણ ચલાવી શકે છે. તે કોઈ વસ્તુનો મોહતાજ નથી.

### હઝરત મૂસા (અલૈ.)ના જન્મનો અનોખો દાખલો :

ફિરઔનનું સમગ્ર લશ્કરીતંત્ર આ કોશિશમાં હતું કે, હઝરત મૂસા (અલૈ.)ની પેદાઈશ ન થાય અને થાય તો તરત તેમને મારી નાંખવામાં આવે. ફિરઔન એક વર્ષ છોકરાઓને કતલ કરતો હતો અને એક વર્ષ છોડી આપતો હતો. એ વર્ષે હઝરત મૂસા (અલૈ.)ની પેદાઈશ થઈ, જે વર્ષ બચ્ચાઓને કતલ કરવાનું વર્ષ હતું. (અલ્લાહપાક છૂપાઈને પેદા ફરમાવતે તો તેની કુદરતે કામિલા-સંપૂર્ણ સર્વોપરીતાની ખબર કેવી રીતે પડતે.) તો હઝરત મૂસા (અલૈ.)ની વાલિદા મોહતરમા (માતા)ને હુકમ ફરમાવ્યો કે, આપ તેમને દૂધ પિવડાવ્યા કરો. ફરી જ્યારે તેમના વિશે તમે ડરો તો તેમને (પેટીમાં મૂકી નાઈલ) નદીમાં નાખી દેજો અને (ડૂબી જવાનો) ભય ન રાખજો તેમજ (વિયોગથી) દિલગીર ન થજો. અવશ્ય અમે તેમને તમારી પાસે પાછા પહોંચાડીશું અને અમે તેમને (વખત આવે) રસૂલ બનાવીશું. પછી તેમને ફિરઔનના માણસોએ ઉઠાવી લીધા કે જેથી તે તેમના માટે શત્રુ અને ખેદ(નું કારણ) બને. બેશક, ફિરઔન અને હામાન તથા તે બન્નેના સૈન્યો

(એ સબંધી) ભૂલ કરનાર થયા. અને ફિરઔનની પત્નીએ કહ્યું : એ (બાળક) તો મારા અને તમારા માટે આંખોની ઠંડક છે, એને મારી નાખો નહિ. કદાચ (ભવિષ્યમાં) તે આપણા કામ લાગે અથવા આપણે તેને પુત્ર બનાવી લઈએ, પણ તેઓને (પરિણામની) કંઈ ખબર ન હતી.

અને (આ બાજુ) સવારે મૂસા (અલૈ.)ની માંનું દિલ અધીરૂં બની ગયું. જો અમે તેણીના દિલને એટલા માટે દઢ બનાવ્યું ન હોત કે તેણી (અમારા) વાયદા પર યકીન કરનારાઓમાં રહે તો તેણી મૂસા (અલૈ.)ના ભેદને જાહેર કરી દેવાના લગભગ હતી. અને તેણીએ તે (મૂસા અલૈ.)ની બહેનને કહ્યું કે, મૂસા (અલૈ.)ની ખબર કાઢ, ફરી તેણી (મહેલમાં જઈ) અજાણ બની તેને જોતી રહી અને તેઓને (એ બાબતની) ખબર ન થઈ. અને અમે પ્રથમથી જ મૂસા (અલૈ.) પર દૂધ પીવડાવવાવાળીઓને રોકી રાખી હતી. ફરી તેણીએ (મોકો મળતાં) કહ્યું કે, શું હું તમને એક એવું કુટુંબ બતાવું કે જે તમારા માટે આ બાળકની પરવરિશ કરે અને તેઓ તેના શુભેચ્છક પણ હોય ? ફરી (આ યુક્તિથી) અમે મૂસા (અલૈ.)ને તેમની માં પાસે પહોંચાડી દીધા કે જેથી તેણીની આંખો ઠંડી રહે અને દિલગીર ન થાય અને આ પણ જાણી લો કે, અલ્લાહપાકનો વાયદો સાચો હોય છે, પરંતુ ઘણાખરા લોકો જાણતા નથી.

આ કિસ્સાથી સાબિત થાય છે કે, અલ્લાહપાક જે કંઈ કરવા ચાહે છે, તેના માટે તે ખબર ન પડે એવી રીતે કારણો અને સાધનોની વ્યવસ્થા કરી દે છે. જે બાળકના હાથે છેવટે ફિરઔનનું પતન થવાનું હતું, તેને ખુદ ફિરઔનના જ ઘરમાં તેના પોતાના હાથે ઉછેર્યા. અને ફિરઔનને આ ખબર ન પડી કે તે કોને ઉછેરી રહ્યો છે. ખુદાપાકની ઈચ્છા સામે કોણ લડી શકે છે ? અને કોની ચાલ તેની સામે સફળ થઈ શકે છે ? એ વિચારવા જેવી બાબત છે.

જે ખઝાનાથી હઝરત મૂસા (અલૈ.)ને કતલ કરવા માટે રૂપિયા ખર્ચ થતા હતા, હવે તેમના પાલનપોષણ માટે રૂપિયા વપરાય રહ્યા છે. સુબ્હા-નલ્લાહ ! અલ્લાહપાકની શાન નિરાલી છે. હઝ. મૂસા (અલૈ.)ની વાલિદહ (માતા) જેનાથી ડરતા હતા અને જેને લઈને ખુદાઈ હુકમથી સમુદ્રમાં નાંખી

દીધા હતા, તેના જ દરબારમાં પહોંચાડી પોતાની કુદરતથી સાબિત કર્યું કે, હું જેને બચાવવા ચાહું છું, તેને દુશ્મનના ઘરમાં પાલવી શકું છું. હજારોને કતલ કરનાર એવું નથી જાણતો કે, જેને લઈ બીજાઓને કતલ કરૂં છું, તે તો મારા દરબારમાં શાહી ઠાઠથી મોટો થઈ રહ્યો છે. બીજા કોઈનું દૂધ ન લઈ પોતાની વાલિદહનું જ દૂધ પીને વાલિદહ માટે રોઝી-રોટીના ઝાહેરી સબબરૂપ બની રહ્યા છે. જે માંને પોતાના પુત્રની ફિકર હતી, તેને સમુદ્રમાં બચ્ચાને નાંખતી વખતે આશ્વાસન આપ્યું હતું કે, હમો (અલ્લાહ તઆલા) તેને તમારી પાસે સહી-સલામત પહોંચાડીશું અને અમારા માનવંત રસૂલોમાંથી બનાવીશું. આ વાયદો પૂરો કરી વાલિદહ પાસે સન્માન સાથે મોકલ્યા.

### આગના ગોળા સળગાવી ન શક્યા :

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે લાકડીઓ ભેગી કરીને આગનો ઢગલો કરી દીધો. જેના ઉપરથી ઉડનાર પક્ષીઓ પણ તેમાં બળીને ભસ્મ થઈ જતા, પરંતુ અલ્લાહપાકના હુકમથી તે આગ બાગ બની ગઈ. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ફરમાવતા હતા કે, મારા સમગ્ર જીવનમાં સૌથી વધુ શાંતિવાળા દિવસો તે હતા, જેમાં મને આગમાં નાંખવામાં આવ્યો હતો.

### એક નાના પથ્થરનો અવાજ અને તાકાત :

હઝરત દાઉદ (અલૈ.) નાના બાળક હતા અને યહૂદીઓના સરદાર હઝરત તાલૂતના લશ્કરમાં શરીક થઈ ગયા અને યહૂદીઓના દુશ્મન જાલૂતને એક નાના પથ્થરથી હઝરત દાઉદ (અલૈ.)એ મારી નાંખ્યો. જ્યારે કે જાલૂત બહાદૂર અને શસ્ત્રોથી આખા શરીરને ઢાંકીને આવ્યો હતો. એક નાના બાળક અને નાના પથ્થરથી તે કામ લીધું, જે કદાવર સૈનિકો અને મોટા શસ્ત્રોથી લેવામાં આવે છે. અલ્લાહપાક કોઈના મોહતાજ નથી. તે લંગડા મચ્છરથી નમરૂદને ખતમ કરી શકે છે. બધી જગ્યાએ તેની જ હુકૂમત ચાલે છે. **"કુલ્લ યવમિન હુવ ફી શઅ્ન"** તે ચાહે તે જ થાય છે, જે નથી ચાહતો તે વસ્તુ થઈ શકતી નથી. કૌમે આદ-ષમૂદ, કૌમે શુઐબ બધાના જ કુર્આનમાં જગ્યાએ જગ્યાએ દાખલાઓ-ઉદાહરણો આપી આપણને સમજાવ્યા છે.

## અલ્લાહપાકની કુદરતની નિશાનીઓ :

અલ્લાહપાક આપણને સવાલ કરે છે કે, શું મારા પેદા કર્યા વગર તમો આપોઆપ પેદા થઈ ગયા ? અથવા શું તમો પોતે જ પોતાના સર્જનહાર છો ? ત્રીજો સવાલ એ કે, શું આકાશ-પૃથ્વીને તમે પેદા કર્યા ? સૂર્ય-ચંદ્ર, હવા-પાણી, પહાડો-સમુદ્રો તમે બનાવ્યા ? અથવા આ સમગ્ર કાયનાત (સૃષ્ટિ) આપોઆપ પોતાની મેળે જ અસ્તિત્વમાં આવી ગઈ ? શું સાચું અને જુઠું બરાબર થઈ શકે છે ? નિકાહ અને વ્યભિચાર (ઝિના), નાચ-ગાન અને ઈબાદતો, હલાલ અને હરામ, શર્મોહયા અને બેપર્દગી (નગ્નતા) બધું બરાબર થઈ શકે છે ? ચોક્કસ જ આ બધું બરાબર નથી. શું આ બધી વસ્તુઓનો અલ્લાહ તઆલા સિવાય કોઈ સર્જક છે ? કોણ મહાન શક્તિશાળી છે, જે પાણીનાં ટીપાંને મોતી-માણેકથી બદલી શકે છે ? શું પાણી એટલું બુધ્ધિશાળી છે કે તે સફરજનને મળે તો સફરજન ઉગાડે, માણસને મળે તો જીવન બનાવી દે ? સેકંડોમાં કરોડો ટન પાણી વરાળ બની હવામાં ઉડી જાય છે. તેને કોણ ઉપર લઈ જાય છે ? તે વરાળ ઉપર જઈ ઠંડી થઈ જાય છે અને હવા તથા માટી વગેરેની ખુશ્બુ સાથે મળી વાદળ બની વરસાદ સ્વરૂપે વરસે છે. આટલા ઉપર (૧૨૦૦ મીટરની ઉંચાઈ)થી પાણી વરસે છે, છતાં કોઈને વાગતું નથી. ત્યાર બાદ આ પાણી જમીનને ફાડીને અંદર જાય છે અને દાણાંને ઉગાડી ઉપર લાવે છે.

## કોઈ તો છે, જે આ સમગ્ર તંત્ર ચલાવી રહ્યો છે :

ચાંદની સૌંદર્યતા, સૂર્યની તેજી, પૂર્વ દિશામાં સફેદી અને પશ્ચિમમાં લાલાશ, પક્ષીઓના ટોળાઓ, દરેકની અલગ-અલગ અવાજ-ચહચહાટ, સાપનો ફુંફાડો, બાજ પક્ષીની ચીલ ઝડપ, ઉંચાઈમાં ઉડાન, પતંગિયાની વિવિધ ડીઝાઈનો, રંગો, મોરની કળા તથા તેના રંગોની ખૂબસુરતી, સમુદ્રના તટે વિવિધ રંગોવાળી અજીબો ગરીબ ખૂબસુરત નવાઈ પમાડે તેવી માછલીઓ, ગુલાબનો ગુલાબી પોશાક અને ચમેલીનો સફેદ કલર, સુગંધોની વિવિધતા, કેરીની મિઠાશ, કારેલાનું કડવાપણું, કેળનું લાઈનબંધ ઉપર-નીચે ક્રમવાર

હોવું, નારિયેળનું આટલા ઉંચા ઝાડ ઉપર થવું, તેમાં પાણીનું સમાવવું, દૂધનું દહીંમા બદલાય જવું, દહીંથી માખણ અને માખણનું ઘીમાં રૂપાંતર થઈ બદલાય જવું, આકાશથી વરસાદનું વરસવું અને પહાડો ઉપર બરફ બની જામી જવું. ગરમીમાં સૂર્યનું તેમને પીગળાવી નદી, નાળાઓ અને આબશાર (ધોધ)ની શકલમાં વહેતુ કરવું, પહાડોનું સખ્ત હોવું, જમીનનું નરમ હોવું, હવાનું બારીક હોવું, આપણી આંખોના બલ્ક, કાનોના ટેલીફોન, દિલની ધડકન, જુબાનનું બોલવું, લિવર-ગુર્દાની બુધ્ધિવાન બારીક વિવિધ પ્રક્રિયાઓ, મતલબ કે માથાથી પગ સુધી અને પૃથ્વીના પાતાળથી આકાશોની ઉંચાઈઓ સુધી દરેકમાં ખુદાપાકની મહાન શક્તિશાળી, કુદરતવાળા, બુધ્ધિવાન કારીગરીનો પરિચય થશે. આ બધી નિશાનીઓ પછી પણ ખુદા તઆલાને ઓળખી શકતો નથી, તો કેવી મોટી કમનસીબી ગણાશે !

અલ્લાહપાક ફરમાવે છે કે, પેદા મેં કર્યો અને ગુણગાન બીજાના કરે છે? રોઝી હું આપું છું અને શુક્ર બીજાનો બજાવે છે ? સવારથી લઈ રાત્રિ સુધી નાચગાન, જૂઠ, વ્યભિચાર, વ્યાજ, દારૂ, ધોકા અને અત્યાચારમાં રચ્યો-પચ્યો રહે છે, છતાં હું તને રાત્રે મીઠી નીંદથી નવાઝું છું. સમગ્ર સૃષ્ટિનો એકલો જ માલિક, તે પોતાની ઝાતમાં પણ એક અને વિશેષણો (સિફાત)માં પણ એકલો છે. ઈઝઝત (સન્માન)માં એકલો, બાદશાહીમાં, સલ્તનતમાં, જલાલ, કુદરત, શક્તિ, જ્ઞાન, ખજાનાઓ, ન્યાય, બક્ષિશ, પકડ બધામાં જ પોતે જ સર્વેસર્વા છે. તે જ્યારે કોઈને પકડમાં લે તો કોઈ છોડાવી ન શકે અને છોડાવે તો કોઈ પકડી શકે નહીં. તે આપે તો કોઈ લઈ ન શકે અને તે લઈ લે તો કોઈ આપી ન શકે. તેની પહેચાન (ઓળખ) ચાંદ મારફતે આપે છે. તે સૂર્યના કિરણોથી સંદેશ આપે છે. તારાઓની ઝગમગાહતથી, ખિલતા ફૂલોની ખુશબુથી, પૃથ્વી, હવાઓ, આકાશ, વાદળો, સમુદ્રો બધા જ મારફતે પોતાની ખુદાઈય્યત સાબિત કરે છે. અને જ્યારે આટલી વિશાળ મખ્લૂકને પેદા કરવુ આસાન હતું, તો શું માનવીને બીજીવાર સજીવન કરવું તેના માટે મુશ્કેલ છે ? હરગીઝ નહીં.

તેણે કેટલી વિવિધ પ્રકારની ભાત-ભાતની વસ્તુઓ બનાવી. એક દાણો

જમીનમાં નાંખી તેનાથી હજારો દાણાંઓ પેદા કર્યા. કોઈ ફળનું બીજ અંદરમાં તો કોઈનું બીજ બહાર, કોઈના અંદર એક ગોટલી, તો કોઈના અંદર લાખો બીજ, કોઈના અંદર રસ ભરી દીધો, તો કોઈને નિચોવીને રસ કાઢવાનું બનાવ્યું. તો કોઈને સખ્ત ફળ બનાવ્યું. કોઈનો રંગ સફેદ તો કોઈનો લાલ, પીળો, લીલો રાખ્યો. કોઈ ફળ આખું જ મીઠુ તો કોઈનું છાળુ કડવું બનાવ્યું તો કોઈ ફળ આખું જ ખાટુ બનાવ્યુ. કોઈમાં મિઠાશ વધારે અને ખટાસ ઓછા પ્રમાણમાં રાખ્યો. કોઈને બિલ્કુલ ફિક્કુ બનાવ્યું. કોઈ ફળ ઝાડના બિલ્કુલ ઉપર લગાવ્યું, તો કોઈ વચમાં લગાડ્યું. કોઈને એકબીજાની ઉપર-નીચે ઝુમખાઓની સૂરતમાં, તો કોઈને એક-એક અલગ-અલગ રીતે લગાવ્યા. તે ફળોમાં કેવી રીતે ખોરાક પહોંચાડ્યો અને દરેકને સ્વાદ તથા કલરમાં અલગ-અલગ બનાવ્યા.





# અલ્લાહપાક (ની ઝાત-સિફતો) વિશે માન્યતાઓ

● અલ્લાહપાક એક છે. તે જ આપણા તથા સર્વ જગતને પેદા કરનાર સર્વ-શક્તિમાન છે તથા તેના સિવાય કોઈ આ જગતને પેદા કરનાર નથી.

કુર્આન શરીફમાં એનો ઉલ્લેખ કરતાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તે જ એકલો જબરદસ્ત અલ્લાહપાક છે. તેણે આકાશો તથા પૃથ્વીને હિકમતસર બનાવ્યા. *(સૂરએ ઝુમર : ૫)*

● તમામ જગતોના માલિક અલ્લાહપાક જ છે.

અલ્લાહપાક ફરમાવે છે : સર્વ વખાણ અલ્લાહપાકને જ માટે છે, જે દરેક (જુદા જુદા) જગતનો પરવરદિગાર છે. *(સૂ.ફાતિહા : ૧)*

● તેનો કોઈ ભાગીદાર નથી. તેના સિવાય કોઈ પણ ઈબાદત (પૂજ્ય)ને લાયક નથી.

કુર્આન શરીફમાં છે : જેનો કોઈ શરીક નથી, મને એનો જ હુકમ થયો છે, અને હું સૌથી પહેલો ફરમાંબરદાર છું. આપ ફરમાવી દો કે, શું હવે હું અલ્લાહપાક સિવાય કોઈ બીજો રબ શોધું ? *(સૂ.અન્આમ : આયત : ૧૬૩/૧૬૪)* અલ્લાહ તઆલા સિવાય કોઈની સત્તા નથી. તેણે તો એ જ હુકમ આપ્યો છે કે, તેના સિવાય કોઈની ઈબાદત (પૂજા) ન કરો. એ જ સીધો માર્ગ છે, પરંતુ ઘણાખરા લોકો જાણતા નથી. *(સૂ.યૂસુફ : આયત-૪૦)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી એક રિવાયત વર્ણન કરે છે કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ઈબ્ને આદમ (ઈન્સાન)એ મને જૂઠલાવ્યો અને મને બૂરૂ ભલુ કહ્યું. એણે

મને જૂઠલાવ્યો (એનો મતલબ) એણે એમ કહ્યું કે અલ્લાહપાકે મને જે રીતે પહેલી વાર પેદા કર્યો, એ રીતે બીજી વાર સજીવન કરી શકશે નહીં. જ્યારે કે (વાત એમ છે કે) પ્રથમ વાર પેદા કરવું મારા માટે બીજી વાર સજીવન કરવાથી વધુ સહેલું નથી (તો પછી ફરી વાર સજીવન કરવું તો અત્યંત સહેલું છે). અને એણે મને બૂરૂ ભલુ કહ્યું તે(નો મતલબ એ કે) એણે એમ કહ્યું કે, અલ્લાહ તઆલાએ (કોઈને પોતાની) અવલાદ બનાવી લીધી છે. જ્યારે કે હું એકલો જ છું, બેનિયાઝ છું, ન મેં કોઈને જણ્યો છે, ન મને કોઈએ પેદા કર્યો છે, અને ન કોઈ મારા સમકક્ષ છે.

*(બુખારી શરીફ, કિતાબુત્તફસીર, સૂરએ ઈખ્લાસનો બાબ, હદીષ નં.૪૯૭૪)*

- તેની ઝાત, ગુણો, કામો અને દરજ્જા જેવો કોઈ નથી. મખ્લૂક સાથે તેની કોઈ પણ પ્રકારે તુલના કરી શકાતી નથી. તે પોતાની સઘળી સિફતો સાથે હંમેશાથી કદીમ (આદિ) છે.

જેમકે અલ્લાહપાક કુર્આન શરીફમાં ફરમાવે છે : અલ્લાહ તઆલા સિવાય કોઈ પણ ઈબાદતને લાયક નથી. તે સજીવ (અને) સર્વ જગતનો રક્ષક છે. ન તેને ઝોકું આવે છે, અને ન ઉંઘ. આકાશો અને પૃથ્વીમાં જે કાંઈ છે, તે તેનું જ છે. એવો કોણ છે, જે તેની આજ્ઞા વિના તેની પાસે (કોઈની) ભલામણ કરી શકે ? તે લોકોની આગલી અને પાછલી સૌ હાલતોને જાણે છે. અને સૌ મળી તેના જ્ઞાનમાંથી કોઈ ચીજને પહોંચી (એટલે જાણી) શકતા નથી, પરંતુ જેટલું તે જાહેર કરવા ચાહે. તેની કુરસી (એટલી વિશાળ છે કે) આકાશો તથા પૃથ્વીની ગુંજાઈશ ધરાવે છે અને તે બન્નેનું રક્ષણ તેને કંઈ ભારે નથી અને તે જ સર્વોપરી (અને) મહત્તાવાળો છે. *(આયતુલ કુર્સી)*

બીજી જગ્યાએ એ વર્ણન છે : તેના જેવી કોઈ વસ્તુ નથી અને તે જ સઘળુ સાંભળનાર, જોનાર છે. *(સૂરએ શૂરા : ૧૧)*

- અલ્લાહ તઆલા સિવાય કોઈ હાઝિર-નાઝિર નથી.
- તે જ અલ્લાહપાકમાં પરિપૂર્ણતા અને પ્રતિષ્ઠાના દરેક ગુણો છે.
- તે જ અલ્લાહપાક દરેક ખોડ અને ઉણપથી પવિત્ર છે.

કુર્આન શરીફમાં ફરમાવ્યું : તે શહેનશાહ છે. (સૌ એબોથી) પવિત્ર છે. (ખામીઓથી) સલામત છે. *(સૂરએ હશ્ર : ૨૩)*

- કોઈ વસ્તુ તેને લાચાર (કમઝોર) કરી શકતી નથી. તેની મરજી વિરૂદ્ધ કોઈ વસ્તુ વજૂદમાં આવી શકતી નથી.

જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે : અને અલ્લાહપાક એવો નથી કે તેને કોઈ વસ્તુ આકાશોમાં કે પૃથ્વીમાં હાર આપી શકે. તે જ ખૂબ જાણનાર (અને) સર્વ શક્તિમાન છે. *(સૂરએ ફાતિર : આયત-૪૪)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી કોઈ પણ આ રીતે દુઆ ન કરે કે, ‘‘અય અલ્લાહ તઆલા ! તુ ચાહે તો મને બખ્શી દે અને તુ ઈચ્છે તો મારા પર રહમ (કૃપા) કર, તુ ચાહે તો રોઝી આપ.’’ બલ્કે (મારી દુઆ જરૂર પૂરી થશે એવી પાકી ખાત્રી સાથે) પોતાના સવાલ (દુઆ)માં લાગ્યો રહે. અલ્લાહપાક જે ચાહશે તે જ કરશે, તેને કોઈ જબરદસ્તી (મજબૂર અને કમજોર) કરી શકતું નથી.
*(બુખારી શરીફ, કિતાબુત્તવહીદ, બત્રીસમો બાબ, હદીષ નં.૭૪૭૭)*

- સૌથી પહેલાં હંમેશાથી જ છે અને સૌથી છેવટમાં પણ હંમેશા રહેશે. જગતનું પહેલાં અસ્તિત્વ અને વુજૂદ જ ન હતું. અલ્લાહ પાકના પેદા કરવાથી જ જગત અસ્તિત્વમાં આવ્યું. અને તે પહેલાં ફક્ત અલ્લાહપાકની જ ઝાત સઘળી સિફતો સાથે મૌજૂદ હતી.

કુર્આન શરીફમાં ઉપરોક્ત અકીદા પર પ્રકાશ ફેંકવામાં આવ્યો છે. જેમકે ફરમાવ્યું : તે જ સૌ (મખ્લૂક)થી પહેલો અને સૌથી છેલ્લો અને જાહેર તથા ગુપ્ત છે. અને તે જ દરેક વસ્તુનો સંપૂર્ણ જાણનાર છે. તે જ છે, જેણે આકાશો અને પૃથ્વીને ૬ દિવસ (જેટલા વખત)માં બનાવ્યા.
*(સૂરએ હદીદ : આયત : ૩-૪)*

- આ સર્વ સૃષ્ટિ તે જ અલ્લાહપાકે પોતાની શક્તિથી સર્જન કરી.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.)ની એક લાંબી હદીષમાં આ શબ્દો પણ છે : જે પણ સજીવ સૃષ્ટિ છે, તેને અલ્લાહપાક જ પેદા કરનાર છે.
*(બુખારી શરીફ, કિતાબુત્તવહીદ, હદીષ નં.૭૪૦૯)*

- તેને કદી પણ ફના અને મૌત આવશે નહીં. તે જ માત્ર સર્જનહાર અને પાલનહાર તથા માલિક છે. તેણે પોતાના અપાર ઈલ્મ (જ્ઞાન) વડે મખ્લૂક (સૃષ્ટિ) પેદા કરી.

કુર્આન શરીફમાં એનો ઉલ્લેખ કરતાં ફરમાવ્યું : જે કોઈ આ પૃથ્વી પર છે, તે સૌનો નાશ થનાર છે. અને માત્ર આપના પરવરદિગારની હસ્તી જ બાકી રહેશે. જે પ્રભાવશાળી અને બખ્શિશવાળો છે. *(સૂ.રહમાન : આયત-૨૭)*

- સમગ્ર સૃષ્ટિ (આકાશ-પાતાળ)માં તે જે ચાહે છે, તે જ થાય છે. તેના ઈરાદા વગર કોઈ કામ થતું નથી.

જેમકે અલ્લાહપાક ફરમાવે છે : આપ ફરમાવી દો કે, એવો કોણ છે, જે તમને અલ્લાહપાકથી બચાવી શકે. જો તે તમોને આપવા ચાહે અથવા તમારી સાથે મહેરબાની કરવા ચાહે, અને તેઓ પોતાના માટે અલ્લાહપાકના સિવાય કોઈ કાર્યસાધક કે કોઈ સહાયક મેળવી શકશે નહીં. *(સૂ.અહઝાબ-૧૭)*

બીજી જગ્યાએ ફરમાવ્યું : અને જો અલ્લાહપાક તમને ગુમરાહ રાખવા ચાહતો હોય, તો ભલેને હું તમને નસીહત કરવા ચાહું, પણ મારો બોધ તમને લાભ નહીં આપે. *(સૂરએ હૂદ : આયત-૨૪)*

હઝરત ઝૈદ બિન સાબિત (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, એમને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક દુઆ શીખવી (જેમાં અલ્લાહપાકના વખાણ અને ગુણો પણ છે. હદીષ ઘણી લાંબી છે. તેમાં આ શબ્દો પણ છે :) તૂ જે ચાહે છે તે જ થાય છે, અને તૂ જે નથી ચાહતો તે નથી થતું. કોઈ પણ હરકત (કુદરત) અને કુવ્વત (શક્તિ) તારા જ ઈરાદાથી થાય છે. સાચે જ તુ દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે. *(મુસ્નદે અહમદ : ૧૯૧/૫)*

- માનવીય બુધ્ધિ ફક્ત બુધ્ધિથી તેની ઝાત અને વિશેષણોને સમજી શકતી નથી. મખ્લૂક જેવા અવયવો, જરૂરતો અને શકલ વગેરેથી તે સંપૂર્ણ પાક છે.

આ અકીદો પણ નીચે દર્શાવેલ કુર્આન શરીફની આયતથી સમજમાં આવે છે : અને એ લોકો તે (અલ્લાહ)ના ઈલ્મને પોતાના જ્ઞાન વડે ઘેરી

શકતા નથી. *(સૂરએ તાહા : ૧૧૦)* અને અલ્લાહપાકે દરેક વસ્તુને (પોતાના જ્ઞાનથી) ઘેરી રાખી છે. *(સૂરએ નિસાઅ્ : ૧૨૬)*

- તે જીવંત છે, તેને કદી મૌત આવશે નહીં. ઝબરદસ્ત વહીવટકર્તા છે. કદી આરામ કરતો નથી, કદી ખાતો-પીતો નથી, કદી ઉંઘ કે ઉંઘનું ઝોકું તેને આવતું નથી. જગતની વ્યવસ્થાથી તે કદી થાકતો નથી. સઘળી ચીઝોને તેણે આવરી લીધી છે. બધી સીમાઓ, દિશાઓ અને બંધનોથી પાક છે.

જેમકે ફરમાવ્યું : અને આપ તે અમર (અલ્લાહ તઆલા) પર ભરોસો કરો, કે જે (કદી) મરનાર નથી અને તેની ખૂબીઓ યાદ કરો. *(સૂ. ફુરકાન : આયત-૫૮)* અને આયતુલ કુર્સીમાં ઉપરોક્ત અકીદા પર વધુ પ્રકાશ પાડતાં ફરમાવ્યું : અલ્લાહપાક સિવાય કોઈ પણ પૂજ્ય નથી. તે સજીવ (અને) સર્વ જગતનો રક્ષક છે. ન તેને ઝોકું આવે છે અને ન ઉંઘ.

- પોતાની કોઈ પણ જરૂરત વગર મખ્લૂક (સૃષ્ટિ)ને પેદા કરનાર છે. તેમના સમકક્ષ કોઈ નથી. તે કોઈનો મોહતાજ નથી. સર્વ જગત તેનું મોહતાજ છે, પરંતુ તે પોતે સર્વથી બેનિયાઝ છે.

જેમકે કુર્આન શરીફમાં ફરમાવ્યું : અલ્લાહ તઆલા જ દરેક વસ્તુનો સર્જનહાર અને તે જ દરેક વસ્તુનો રક્ષક છે. *(સૂરએ ઝુમર : ૬૨)* આ બધું તો અલ્લાહપાકનું જ સર્જેલું છે, ત્યારે હવે મને બતાવો કે તેના સિવાય બીજા જે (મઅ્બૂદ) છે, તેઓએ શું સર્જયું છે ? *(સૂરએ લૂકમાન : ૧૧)* અલ્લાહપાક તે જ છે, જેણે તમને પેદા કર્યા, પછી તમને રોઝી આપી, ફરી તમને મૃત્યુ આપે છે, પછી તમને સજીવન કરશે. શું તમારા (ઠેરવેલા) શરીકોમાંથી કોઈ એવો છે, જે આ કાર્યો પૈકી કંઈ પણ કરી શકે ? *(સૂ. રૂમ : ૪૦)* તેના જેવી કોઈ વસ્તુ નથી. *(સૂ. શૂરા : ૧૧)* હે લોકો ! તમે સર્વે અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહપાક બેપરવા સઘળી ખૂબીઓવાળો છે. *(સૂ.ફાતિર : ૩૫)*

- અલ્લાહ તઆલા ચાહે તેને ઈઝઝત અને ચાહે તેને ઝિલ્લત આપે છે. ચાહે તેને બાદશાહત આપે છે અને ચાહે તેની પાસેથી બાદશાહત છીનવી લે છે.

કુર્આન શરીફમાં છે : (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આપ

(અલ્લાહથી) એમ ફરમાવ્યા કરો કે, હે સલ્તનતોના માલિક અલ્લાહ ! તુ ચાહે તેને બાદશાહી આપે છે અને ચાહે તેની પાસેથી બાદશાહી છીનવી લે છે, અને તુ ચાહે તેને માન આપે છે અને ચાહે તેને હલકો પાડે છે. બેશક, તુ દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે. *(આલિ ઈમરાન : ૨૬)*

- અલ્લાહ તઆલા જ બીમારને શીફા આપે છે. મખ્લૂક (સમગ્ર સૃષ્ટિ)ને રોઝી આપે છે, અને એમની તકલીફોને દૂર કરે છે.

જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહ તઆલાના વખાણ અને ખૂબીઓનું વર્ણન કરતાં ફરમાવ્યું : પરંતુ કુલ જહાનનો પરવરદિગાર (મારો દોસ્ત છે), જેણે મને પેદા કર્યો છે. અને તે જ મને (સીધો) માર્ગ દેખાડે છે. અને જે મને ખવડાવે છે તથા પિવડાવે છે. અને જ્યારે હું બીમાર પડું છું, તો તે જ મને સાજો કરે છે. *(શુઅ્રા : ૭૭-૮૦)*

- કોઈ પણ પ્રકારની તકલીફ વગર બધાને જ રોઝી આપનાર છે. રોઝી આપવામાં તેને કોઈ પણ પ્રકારની તકલીફ પડતી નથી.

કુર્આન શરીફમાં છે : બેશક, અલ્લાહપાક પોતે જ સૌને રોઝી આપનાર, શક્તિવાન (અને) ઘણો બળવાન છે. *(સૂરએ ઝારિયાત : ૫૮)* પછી આપ ફરમાવી દો કે, શું હું તે અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈને પોતાનો કાર્યસાધક બનાવી લઉં કે જે આકાશો અને પૃથ્વીનો સર્જનહાર છે. વળી, તે સૌને ખવડાવે છે, પણ તેને કોઈ ખવડાવતું નથી. *(સૂરએ અન્આમ : ૧૪)*

હઝરત હારિષ અશ્અરી (રદી.) રિવાયત વર્ણન કરે છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, અલ્લાહપાકે હઝરત યહ્યા બિન ઝકરીયા (અલૈ.)ને પાંચ વાતોનો હુકમ ફરમાવ્યો, જેના ઉપર અમલ કરવામાં આવે અને એ પણ હુકમ ફરમાવ્યો કે, બની ઈસ્રાઈલને પણ એ વાતો પર અમલ કરવાનો હુકમ કરવામાં આવે. (હદીષ ઘણી લાંબી છે, જેમાં હઝ. ઈસા અલયહિસ્સલામ સાથે હઝ. યહ્યા અલયહિસ્સલામની વાતચીત, ત્યાર બાદ બની ઈસ્રાઈલને બયતુલ મુકદસમાં ભેગા કરવાનો ઉલ્લેખ છે.) હઝરત યહ્યા (અલૈ.)એ સભામાં (સંબોધનની શરૂઆતમાં)

